# વર્ણવ્યવસ્થા

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# વર્ણવ્યવસ્થા

મોહનદાસ કરમચંદ ગાંધી

। चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः

गीता : ४–१




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# નિવેદન

વર્ષ ઉપર 'ત્યાગમૂર્તિ'ની નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરી ત્યારે એમ આશા હતી કે 'વર્ણવ્યવસ્થા'નું આ પુસ્તક તરતમાં બહાર પાડી શકીશું. પરંતુ ગાંધીજીની પાસેથી પ્રસ્તાવના મેળવવાની ક્ષમ્ય આશાએ તે અત્યાર સુધી મોડું કર્યું. એ પ્રસ્તાવના સાથે આ પુસ્તક પ્રસિદ્ધ કરી શકાયું છે એ અમારું સમાધાન વાચકવર્ગને પણ હશે એવી આશા રાખી, આ અનિવાર્ય ઢીલ દરગુજર કરવા માટે પ્રાર્થના છે.

વર્ણાશ્રમધર્મ તથા આપણી નાતજાતો વગેરે વિષેના જે લેખો 'ત્યાગમૂર્તિ'ની પ્રથમ આવૃત્તિમાં આવેલા તે ઉપરાંત, ત્યાર પછી લખાયેલા લેખોનો સંગ્રહ પણ આ પુસ્તકમાં કર્યો છે. એ રીતે આ સંગ્રહ એક સ્વતંત્ર પુસ્તક જ બની ગયું છે. હરિજનપ્રશ્નનો આજે અનેકવિધ ઊહાપોહ થઈ રહ્યો છે તે વખતે આ પુસ્તક વિશેષ આવકારપાત્ર બનશે.

આ વિષયનું મનન કરવા ઇચ્છનારને મદદ થાય એટલા સારુ અંતે વિષયસૂચિ પણ આપવામાં આવી છે.

સંગ્રહાયેલા લેખોમાંનો મોટો ભાગ 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલો. તે ઉપરાંત 'હરિજનબંધુ'માંના આ વિષયને અંગેના લેખો પણ લીધા છે; એ લેખોની નીચે 'હરિજનબંધુ'માંથી એમ જણાવેલું છે.

તા. ૨-૧૦-'૩૪ — પ્રકાશક

# નવી આવૃત્તિ

૧૯૩૪માં બહાર પાડેલી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે; પણ નવી આવૃત્તિ પણ ગણાય. ગાંધીજીનાં ભાષણો તથા લખાણોનું મુખ્ય વસ્તુ તો ફરી એને એ જ છપાય છે; પરંતુ હમણાં તાજેતરમાં તે ઉપરથી એક ચર્ચાપત્રીએ તેમને સવાલો પૂછ્યા ને આ વિષેની તેમની આખી વિચારણા બાબત ચોખવટ માગી. તે પરથી ગાંધીજીએ તેમને જે જવાબ આપ્યો તે તથા ત્યારબાદ વાચકને સંબોધીને 'મારાં લખાણ વાંચવાની ચાવી' કહી તે, એમ બે નવા લેખો આ પુસ્તકમાં પ્રારંભમાં સંઘર્યા છે. વળી શ્રી કિશોરલાલભાઈએ આખી વિચારણાનું દોહન કરી નોંધ કરી આપી તેય સાથે જોડી છે. આટલું ઉમેરાતાં આ ચોપડી નવી આવૃત્તિ પણ બને છે. વર્ણની વસ્તુ આદર્શરૂપે ગગનવિહાર હોવાની સાથે જ આપણા સમગ્ર જીવનને એવી તો નિકટતાથી પકડે છે કે, કોઈ તેનો વિચાર છોડી ન શકે. આ ચોપડી તે દૃષ્ટિએ કીમતી સામગ્રી પૂરી પાડે છે.

૧૪-૬-'૪૫ —પ્રકાશક

# મારાં લખાણ વાંચવાની ચાવી

આ પુસ્તક ફરી વાંચવાની મારી પાસે ફુરસદ નથી. હું ફરી વાંચવાની ઇચ્છા પણ નથી રાખતો. મારી પાસે બીજું કામ ઘણું છે.

મારી દૃષ્ટિ છે કે માણસ રોજ આગળ વધે છે અથવા પાછળ પડે છે, કદી સ્થિર રહેતો નથી. જગત આખું ગતિમાન છે. એમાં અપવાદરૂપે કોઈ નથી, કંઈ જ નથી. એટલે હું કાલે હતો એવો આજે છું અને એવો રહીશ, એવો દાવો કરું તો તે ખોટો છે. એવો મોહ પણ મારે ન રાખવો જોઈએ.

આટલું ખરું. મારાં લખાણો કે વચનો એવાં હોવાં જોઈએ કે તે કોઈને ભ્રમણામાં ન નાખે. એના એ અર્થ કે વધારે થઈ શકે એવું હું ન લખું. એટલે કે મારે લખવું, બોલવું, આચરવું, તે સત્ય અને અહિંસાને નજરમાં રાખીને જ. મારી માની સાથે વચનબદ્ધ થયો ત્યારથી હું આમ કરતો આવ્યો છું, એમ કહી શકું. ખરું જોતાં તો હું સમજણો થયો ત્યારથી જ સત્યનો ઉપાસક રહ્યો છું.

પણ આનો અર્થ એ નથી કે સત્ય અથવા અહિંસાને મેં હમેશાં પૂર્ણપણે જોયાં છે, અથવા તો આજ જોઉં છું. સત્ય અને અહિંસા રોજ વધારે ને વધારે સ્પષ્ટ રીતે જોઉં છું એવી મારી માન્યતા છે. તેથી વર્ણાશ્રમ હું આજે જોઉં છું તેમ હમેશાં જોયો છે એમ ન કહેવાય. વર્ણ અને આશ્રમ હિંદુ* ધર્મની

---

* હિંદુ નામ અપાયેલું છે. જે હિંદુધર્મને નામે ઓળખાય છે, તેનું નામ માનવધર્મ છે; એટલે મનુષ્યમાત્રનો ધર્મ. એ ધર્મ નિત્ય શોધાય છે. એ અનંત છે. એ નથી કહેવાતા વેદમાં કે નથી કહેવાતી મનુસ્મૃતિમાં. એ માનવ હૃદયમાં છે. અને જેમ તે સંસ્કાર પામે તેમ તેના હૃદયમાં જાગે.

ભેટ છે એમ મેં કહ્યું છે, અને આજ પણ એ વચનને વળગું છું. મારી માન્યતાના નથી રહ્યા વર્ણ, નથી રહ્યા આશ્રમ. એ બન્ને હોવા જોઈએ ધર્મ. એમાં આશ્રમનો તો લોપ જ છે, એમ કહેવાય. વર્ણ કેવળ અધિકારરૂપે જોવામાં આવે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય હોવાનો દાવો તે અહંકાર. જ્યાં ધર્મ ત્યાં અહંકાર કેમ? શૂદ્રની તો ગણતરી જ ક્યાં છે? શૂદ્ર એટલે નીચ? અને અતિશૂદ્ર એટલે નીચમાં નીચ? આ ધર્મ નહિ, અધર્મ કહેવાય.

ગીતાના ચાર વર્ણ આજે ક્યાં? વર્ણથી જાતિ નોખી વસ્તુ છે. જાતિઓ અગણિત છે. તેને સારુ ગીતામાં કે કોઈ બીજા પુસ્તકમાં આધાર હોય એમ હું જાણતો નથી. ગીતામાં ચાર વર્ણ કહ્યા છે, ને તે ગુણ–કર્મ ઉપરથી. ચાર ઉદાહરણ રૂપે છે. એટલે ચારથી વધારે પણ કહી શકાય અને ઓછા પણ. આજે તો એક જ વર્ણ વર્તે છે, અને તે શૂદ્રનો અથવા કહો કે અંતિશૂદ્રનો — હરિજનનો — અસ્પૃશ્યનો. આ વસ્તુ ખરી છે એ વિષે મને શંકા નથી. બધા હિંદુને આ વાત સમજાવી શકું તો હિંદુ જાતિમાં થતા બધા ઝઘડા શમી જાય. હિન્દુ મુસલમાન વગેરેના કોમી ઝઘડા પણ શમે અને હિંદુસ્તાનની પ્રજા જગતમાં બહુ મોટું પદ ભોગવે. જેમ ઊંચનીચપણું માનવું ધર્મ નથી, અધર્મ છે, તેમ રંગદ્વેષ પણ અધર્મ છે. ઊંચનીચપણું કે રંગદ્વેષ કોઈ શાસ્ત્રમાં જોવામાં આવે તો તે શાસ્ત્ર નથી. શાસ્ત્ર ધર્મ વિરુદ્ધ વચન ન જ કહે એવો નિશ્ચય કરીને જ માણસે શાસ્ત્રને અડવું જોઈએ.

જાતિભેદે એવી જડ ઘાલી છે કે એના છાંટા મુસલમાન, ખ્રિસ્તી વગેરે બધા ધર્મોને લાગ્યા છે. એટલું ખરું કે, પ્રમાણમાં બધા ધર્મમાં વાડાઓ રહ્યા જ છે. એ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે મનુષ્ય માત્રમાં એ દોષ રહેલો છે. શુદ્ધ ધર્મથી જ એ દોષ ધોઈ શકાય. આવા વાડાઓ, ઊંચનીચપણું

મેં તો કોઈ ધર્મપુસ્તકમાં નથી જોયું. ધર્મની દૃષ્ટિએ મનુષ્યમાત્ર સમાન છે, — વધારે ભણેલો, વધારે બુદ્ધિવાળો કે વધારે ધનવાન, અભણ, મૂર્ખ કે ગરીબ કરતાં ઊંચો નથી. જો તે સંસ્કારી એટલે ધર્મથી શુદ્ધ થયેલ હોય તો, પોતાનાં ભણતર, બુદ્ધિ કે ધનથી, પોતાનાં અભણ, મૂર્ખ કે ગરીબ ભાઈ કે બહેનની તે સેવા કરશે, ને પોતે જે પામ્યો છે તે પોતાનાં ભાઈ બહેનને એટલે આખા જગતને આપવા મથશે. જો ધર્મની આ સ્થિતિ છે તો આ ધર્મ-હીન સ્થિતિમાં વિશેષે કરીને અને સ્વેચ્છાએ અતિશૂદ્ર બનવામાં ધર્મ રહેલો છે. પોતાની પાસેની સંપતનો તે સ્વામી નથી પણ વાલી કે રક્ષક છે. તેનો ઉપયોગ તે જગતને સારુ કરશે. પોતાની મહેનત તરીકે પોતાને ભાગે જે આવે તે જ વાપરશે. આમ થાય તો કોઈ કંગાળ નહિ હોય, કોઈ ધનવાન નહિ હોય, આ વ્યવસ્થામાં સહેજે બધા ધર્મો સમાન ગણાશે: એટલે ધર્મના, જાતપાંતના, ધનિક ગરીબના ભેદ અને ઝઘડા મટશે.

આ સ્થળે આ વિચાર પણ કરવો ઘટે છે. પરતંત્ર પ્રજાનો એક સર્વોપરી ધર્મ એ છે કે પહેલી તકે તેણે પરતંત્રતા કાઢી નાખવી. જે પરતંત્ર છે તે પરાણે અતિશૂદ્ર છે. પછી ભલે તેને ઇલકાબો અપાયા હોય, ન્યાયાધીશ બનાવ્યો હોય કે પટાવાળો હોય, રાજા હોય કે રંક. જેમ વધારે ઉપાધિ તેમ પરતંત્ર રાજ્યમાં વધારે પરાધીનતા. આમ સ્વતંત્રતાને ધર્મની સાથે જોડતાં અને ધર્મને સર્વવ્યાપી રૂપ આપતાં ગયા પેરામાં બતાવેલી સ્થિતિ સહજ આવવી જોઈએ.

એ સુંદર સ્થિતિ આજ આવો કે કાલ તેની પંચાતમાં જે પોતે ધર્મ પાળવા માગે છે તે નહિ પડે. અને જો ઘણા માણસો તે ધર્મ પાળે તો પરતંત્રતા ટળે એટલું જ નહિ પણ સ્વતંત્રતામાંય અંધાધૂંધી નહિ રહે. મારા સ્વપ્નાનું આ સ્વરાજ છે. એની મને

ઝંખના છે. એ મેળવવાને ખાતર હું જીવવા માગું છું, એ પ્રયત્નમાં મારો દરેક શ્વાસ જાય એમ મથી રહ્યો છું.

આ વિચારોની વિરુદ્ધ જો કોઈ વાંચનાર આ પુસ્તકમાં કંઈ પણ જુએ તો તેટલો સુધારો કરીને પુસ્તક વાંચે.

મારી મહેનત બચાવવાને ખાતર, મારા વિચારોનું જેણે દોહન કર્યું છે અને જેણે તેમ કરવા અતિશય મહેનત કરી છે તેણે મારા આજના વિચારોનું ટાંચણ મોકલ્યું છે. જો તેમાં સહી કરી શકું તો મારો વખત બચાવી લઉં એ શ્રી. કિશોરલાલનો ઉદ્દેશ. તેમાં સુધારાવધારા કરવાની તો સહેજે મને છૂટ હતી, પણ એ વાંચતાં મેં જોયું કે પોતાના સ્વભાવ પ્રમાણે શ્રી. કિશોરલાલ વાંચી ગયા, વિચારી ગયા ને મારા આજના વિચારોની સાક્ષીરૂપે એક નોંધ ઘડી કાઢી. તેમાં જો કે હું સહી ન આપી શકું તોયે એ આની સાથે પ્રગટ કરવી ઘટે છે. એમાં અને મારી ચાવીમાં વિરોધ નથી. શ્રી. કિશોરલાલની નોંધ પુસ્તકના અભ્યાસ ઉપર રચાયેલી છે એટલે વાંચનારને કદાચ વધારે મદદરૂપ થઈ શકે.

સત્યનો જ જય હજો.

મહાબળેશ્વર

૩૧–૫–'૪૫

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# નોંધ

એવી એક સૂચના કરવામાં આવી છે કે ગાંધીજીએ પોતાના લેખોનો સંગ્રહ ફરીથી તપાસી જઈ પોતાના આજના વિચારોને જ પ્રગટ કરે એવી રીતે તેની સુધારેલી આવૃત્તિ જ બહાર પાડવી. આ સૂચના મને બરાબર લાગતી નથી. પણ આ નોંધથી કદાચ સામાન્ય વાચકને મદદ મળશે.

આ પુસ્તક 'વર્ણવ્યવસ્થા' વિષેનું કોઈ સાંગોપાંગ શાસ્ત્ર કે કાયદો નથી. પણ, પચ્ચીસ વર્ષ દરમ્યાન ગાંધીજીની ભાવનાઓ અને વિચારોનો કઈ રીતે વિકાસ થયો તેનો ઇતિહાસ છે. વળી, જો કે તે એકલા જ એના લેખક છે, છતાં કેટલેક અંશે તે પોતાના તેટલા જ હિંદુ સમાજના ઠીક ઠીક ભાગના વિકાસનાયે સાક્ષી છે. જે વસ્તુ આજે પોતે મૂકે તે કરતાં વધારે નબળી રીતે મુકાયેલી હોવા છતાં, તેઓ હિંદુ સમાજને સહેલાઈથી સમજાવી શકતા નહોતા, તે કરતાં વધારે કઠણ વસ્તુ આજે તેને સમજાવી શકે છે. આ બતાવે છે કે એક પેઢીમાં હિંદુ સમાજમાં કેટલી વિચારક્રાન્તિ થઈ છે. સમાજના અભ્યાસી માટે આ સાક્ષી કાયમ રહે એ સારું જ છે. ઉપરાંત, હજુયે આગળ પર પોતાના વિચારોમાં ફરક ન પડે તેની શી ખાતરી? તે સત્યના શોધક હોઈ જેટલું અને જેવું સત્ય પોતાને સમજાતું જાય છે તેમ તેને રજૂ કરે છે, અને વધારે દર્શનની આકાંક્ષા સેવે છે. એટલે વખતોવખત બધા વિષયોના બધા લેખોનું સંશોધન કરાય? આ અસંભવ છે.

દરેક લેખની નીચે તારીખ મૂકેલી હોવાથી, અને અનેક ઠેકાણે પોતાના છેલ્લા વિચારોને જ વધારે સાચા સમજવાની ચેતવણી આપેલી હોવાથી, બુદ્ધિ ચલાવનાર પ્રામાણિક શોધકની દિશાભૂલ થઈ શકે એમ નથી. તે છતાં જો કોઈ માણસ નવા વિચારને છોડી જૂના વિરોધી વિચારને ટાંકે તો સમજવું જોઈએ

કે તે કાં તો ખોટા ઇરાદાથી તેમ કરે છે, અથવા તે હજુ વિચારની એ ભૂમિકામાં જ છે, જ્યાં ગાંધીજી એક કાળે હતા. પ્રામાણિક શોધક ગાંધીજીના વિચારોનું તારણ બનાવે તે જુદી વાત થઈ. જેમ, દાખલા તરીકે, 'ગાંધી-વિચાર-દોહન'માં મેં કર્યું છે.

કોઈનાયે લેખોને જો કોઈ વાચક બેદરકારીથી વાંચે, તેમાં વાપરેલા શબ્દોને લેખકના અર્થમાં નહિ, પણ પોતે માનેલા અર્થમાં જ સમજ્યા કરે અને પછી ગોટાળામાં પડી ટીકા કરવા બેસે તો તેનો ઉપાય નથી. એવા ટીકાકારો પોતે ગોટાળામાં પડે છે એટલું જ નહિ, પણ મૂળ લેખો ન વાંચ્યા હોય એવા પોતાના શ્રોતાઓ કે વાચકોને પણ ગોટાળામાં નાખે છે. આટલું કહીને, ઉતાવળા વાચકને સાવધ કરવાના અને ગાંધીજીના વિચારોમાં ધીમેધીમે કેવો ફરક પડતો ગયો છે તે દેખાડવાના ઉદ્દેશથી એક દાખલો આપું છું.

બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણો, મોઢ – લાડ વગેરે જ્ઞાતિઓ કે ન્યાતો, અને બ્રાહ્મણ – બ્રાહ્મણેતર જેવી જ્ઞાતિઓને આધારે ઊભી કરેલી જાતિઓ કે કોમો – ત્રણે નોખી વસ્તુઓ છે. એ બધા માટે અંગ્રેજી 'કાસ્ટ' શબ્દ વાપરવાથી ગોટાળા ઊભા થાય છે. સાધારણ રીતે ગાંધીજીએ ત્રણેના ભેદો જુદાજુદા શબ્દોથી દર્શાવ્યા છે. કોઈક ઠેકાણે એક સરખી પરિભાષા ન જળવાઈ હોય અથવા એકને બદલે બીજો શબ્દ વપરાયો હોય, ત્યાં ઘણુંખરું સંદર્ભથી ખુલાસો થઈ જાય છે.

હવે, આ ત્રણ પૈકી, જ્ઞાતિઓના અસ્તિત્વને ગાંધીજીએ આપણા યુગમાં જરૂરી કે ઇષ્ટ માન્યાનું મને યાદ નથી. તેને વખોડવાની ભાષાની કડકાઈ વધતી ગઈ હોય એમ બને. એક કાળે જ્ઞાતિઓને તોડવાની આવશ્યકતા એમને ઇષ્ટ લાગતી હતી, અનિવાર્ય લાગતી નહોતી. આજે તે અનિવાર્ય લાગે છે.

બ્રાહ્મણ – બ્રાહ્મણેતર જેવા જાતિભેદો તો આજની વિકટ રાજકીય પરિસ્થિતિનાં પરિણામો છે. એ જ્ઞાતિભેદોથી ઉત્પન્ન થયેલું અનિષ્ટ છે, અને તેનો ગેરલાભ લેવા માટે ઉત્પન્ન કરવામાં આવેલી આધુનિક સંસ્થાઓ છે. જ્ઞાતિઓના જવાથી જ એ ટળી શકે.

'વર્ણ' વિષેના ગાંધીજીના વિચારો મૌલિક છે. એને જ્ઞાતિઓ સાથે લેવાદેવા નથી; રોટીબેટી-વ્યવહાર સાથે નથી. એ ઊંચ-નીચની ભાવના કે પૈસાની વિષમતા પર નહિ, પણ સામાજિક તેમ જ આર્થિક સમતાના સિદ્ધાન્ત પર અને તેને પહોંચવાના આદર્શ પર ઘડાયેલા છે. અકલ્પનાશીલ વાચક તેને આજે તો તેમનો ગગનવિહાર જ માને એ સંભવ છે. આદર્શવાદી પ્રજા તેને સિદ્ધ કરવા મથે. ગાંધીજીના આદર્શ સમાજમાં યુનિવર્સિટીનો વિદ્વાન આચાર્ય અને ગામડાનો મહેતાજી, સરસેનાપતિ અને નાનકડો સિપાઈ, બાહોશ વેપારી, વાણોતર, મજૂર, ભંગી સર્વે એક સરખા કુલીન ગણાતા હશે, અને સર્વેની ખાનગી આર્થિક સ્થિતિ સરખી હશે. તેથી પ્રતિષ્ઠા કે આવક વધારવા માટે કોઈને એક ધંધામાંથી બીજા ધંધામાં જવાની લાલચ નહિ રહે. અમુક ધંધો કરવાની લાયકાત વારસામાં ઊતરી આવતી હોય કે કેળવણી અને આસ-પાસના વાતાવરણનું પરિણામ હોય, સેંકડે નેવુંથી વધારે બાળકોની લાયકાત તો બાપીકા ધંધા માટે જ હોવાનો સંભવ છે. તે ધંધો કરવાથી આવક કે પ્રતિષ્ઠા ઓછી ન થાય, તો નકામો જ બીજો ધંધો ચૂંથવાની તેને ઇચ્છા નહિ થાય. જે રીતે આજે, લાયકાત હોય કે ન હોય તોયે, સેંકડો વિદ્યાર્થીઓ યુનિવર્સિટીની ડિગ્રીઓ પાછળ પડે છે, તેમ તે વલખાં નહિ મારે. ગામડાંના બુદ્ધિશાળી જુવાનો ગામડાંઓને ખાલી કરી નાંખતા જોવામાં નહિ આવે. અપવાદરૂપ બાળકો જુદી વૃત્તિવાળા હોય એમ બને. સમાજની બદલાતી જરૂરિયાત મુજબ જુદા ધંધા માટે કેટલાકને પ્રેરણા

૨૫૩૧૪

કરવામાં આવે એ પણ સંભવે. એનો ગાંધીજીની કલ્પનાસૃષ્ટિમાં નિષેધ નથી. કારણ કે તેમની સૃષ્ટિમાં જબરદસ્તી—હિંસા—ને તો સ્થાન જ નથી, અને અપ્રગતિશીલતાનેયે સ્થાન નથી.

જે આજે બ્રાહ્મણ ગણાય છે, પણ બ્રાહ્મણનો ધંધો કરતા નથી, અથવા જે આજે બ્રાહ્મણ ગણાતા નથી, પણ બ્રાહ્મણનો જ ધંધો કરે છે અને તેના આદર્શો મુજબ જ વર્તે છે, તેને કયે નામે ઓળખવા, તે વિષે એક કાળે ગાંધીજીએ વિચારો પ્રગટ કર્યા છે ખરા. પણ કોને શું નામ આપવું તે ઠરાવવામાં હવે એમને રસ રહ્યો નથી એમ કહી શકાય. સર્વે ધંધાદારીઓના ચાર જ વિભાગ કરવા કે વધારે—ઓછા અને કેટલા તે વિષે એમણે પોતાના વિચારો 'ચાવી'માં પ્રગટ કર્યા જ છે.

કિ૦ ઘ૦ મશરૂવાળા

# પ્રસ્તાવના*

૧

જ્ઞાતિ વિષે મેં શું કહ્યું છે અને શું નથી કહ્યું એ ખોળવા માટે મારાં ઢગલાબંધ લખાણો ફેંદવાની નકામી માથાકૂટમાં ન પડતાં તમે મને નીચેના પ્રશ્નો મોકલી આપ્યા એ ઠીક કર્યું:

"૧. આપનાં લખાણોમાં જ્ઞાતિવ્યવસ્થા વિષે આપે જે વિચારો દર્શાવ્યા છે તેને આપ હજીયે વળગી રહો છો ખરા?

૨. જ્ઞાતિવ્યવસ્થા એ સર્વોત્તમ સામાજિક વ્યવસ્થા છે અને દુનિયાએ તે ગ્રહણ કરવી જોઈએ, એમ આપ હજી પણ માનો છો ખરા?

૩. આજે મોજૂદ છે તે હજારો પેટાજ્ઞાતિઓ લુપ્ત થશે અને એકમેક સાથે ભળી જઈને છેવટે મુખ્ય ચાર વર્ણોમાં પરિણમશે એવું આપ હજી પણ માનો છો? છેલ્લાં પચીસ વરસોમાં કેટલી પેટા-જ્ઞાતિઓ લુપ્ત થઈ અને મોટી જ્ઞાતિઓમાં ભળી ગઈ?

૪. ઇતિહાસકાળ દરમ્યાન જે જ્ઞાતિઓ આપણને જોવા મળે છે તે બધી જન્મ ઉપર અને તેમાંથી પરિણમતી અસમાનતા ઉપર રચાયેલી હતી. તો પછી જે સમાનતા અને ભ્રાતૃભાવનો આપ ઉપદેશ કરો છો તેની સાથે એવી સમાજવ્યવસ્થા સુસંગત છે ખરી? આપ આગ્રહ રાખો છો તે પ્રમાણે ભંગીઓ જો કયામતના દિવસ સુધી પેઢી દરપેઢી ઝાડુ કાઢવાનું જ કામ કર્યા કરે, તો પછી તેમની જ્ઞાતિનું ભાવિ શું હશે?

૫. શ્રી. સંજાણાએ 'ગાયના રાજકારણ'ની કાઢેલી ઝાટકણી તત્ત્વત: સાચી નથી?

૬ મધ્યસ્થ ધારાસભામાં રજૂ કરવામાં આવેલા હિંદુ કાયદામાં જ્ઞાતિભેદો દૂર કરવા માટેની જોગવાઈની બાબતમાં આપ સંમતિ આપશો?

૭. "કોંગ્રેસ એ સનાતની હિંદુ સંસ્થા છે અને મહાત્માની

---

* જ્ઞાતિવ્યવસ્થા અંગેનાં ગાંધીજીનાં લખાણોમાંના કેટલાક ઉતારાઓ સહિત એક મિત્રે મોકલેલા પ્રશ્નોના જવાબમાં જ્ઞાતિવ્યવસ્થા વિષેના પોતાના વિચારો ગાંધીજીએ ફરીથી ટૂંકમાં રજૂ કર્યા છે. તે પ્રશ્નોના ઉત્તરને આ નવી આવૃત્તિની પ્રસ્તાવના તરીકે મૂકવામાં આવ્યા છે.

—પ્રકાશક

કાળજીભરી માવજત નીચે, તે જ્ઞાતિવ્યવસ્થાવાળા સનાતની હિંદુધર્મની ખેરખાં તથા તેના પુનરુદ્ધારની મિશનરી બની છે." આવી મતલબના શ્રી. સંજાણાના મંતવ્યની બાબતમાં આપનો જવાબ શો છે? જો શ્રી. સંજાણાનું કથન સાચું હોય તો શુદ્ધપણે રાષ્ટ્રીય અને કોમી ભાવનાથી પર એવી સંસ્થા હોવાના કોંગ્રેસના દાવાને એથી હાનિ નથી પહોંચતી?

૮. લોકશાહી તથા લોકશાહી સંસ્થાઓ સાથે જ્ઞાતિવ્યવસ્થા સુસંગત છે ખરી?"

આનો મારો જવાબ આ છે:

આજે હું શું માનું છું એ જણાવવા માટે મારે મારાં આગળનાં લખાણો જોવાની જરૂર નથી, કેમ કે મારી આજની માન્યતા જ યથાર્થ છે. હું એમ કહેવા માગું છું કે, હિંદુધર્મમાં જ્ઞાતિ આજે જે સ્વરૂપે મોજૂદ છે તે જેની વેળા વીતી ગઈ છે એવી એક બેહૂદી વસ્તુ છે. સાચા ધર્મના વિકાસમાં એ અવશ્ય વિઘ્નરૂપ થવાની જ, અને હિંદુધર્મ તથા હિંદુસ્તાને જીવવું હોય અને દિનપ્રતિદિન પ્રગતિ કરવી હોય તો તે જવી જ જોઈએ. એમ કરવાનો ઉપાય એ છે કે, બધા હિંદુઓએ પોતપોતાના ભંગી બનવું અને કહેવાતા વંશપરંપરાગતના 'ભંગી'ઓને તેમણે પોતાના ભાઈ સમાન ગણવા.

હું ભંગીનો ઉલ્લેખ એટલા માટે કરું છું કે, સીડીના સૌથી નીચલા પગથિયા ઉપર તે ઊભેલો છે. આમાં તમારા બધાયે પ્રશ્નોનો જવાબ આવી જાય છે અને મારે એથી વિશેષ કહેવાની જરૂર રહેતી નથી. પ્રશ્ન પૂછનારે મારાં લખાણો વાંચવાની તકલીફ લીધી નથી એ સ્પષ્ટ છે. . . . સૌ કોઈ જાણે છે કે, કોંગ્રેસ તેના આરંભકાળથી જ સનાતની હિંદુ સંસ્થા નહોતી અને આજે પણ નથી. એ ભિન્ન ભિન્ન વિચાર ધરાવનારાઓની એક લોકશાહી સંસ્થા છે અને મારી કાળજીભરી માવજતને લીધે તે દિવસે દિવસે વધુ ને વધુ પ્રમાણમાં એવી થતી જાય છે.

એપ્રિલ, ૧૯૪૫ **મોહનદાસ કરમચંદ ગાંધી**

૨

વર્ણધર્મ ઉપર મેં જે કંઈ આજલગી લખ્યું છે તેનો, આ પુસ્તિકા સંગ્રહ છે. તે કેટલાક અથવા ઘણા માસ પૂર્વે છપાઈ ચૂકી હતી, પણ પ્રસ્તાવનાને અભાવે એમ જ પડી રહી. મેં પ્રસ્તાવના આપવાનું કબૂલ્યું હતું. પણ હરિજન યાત્રાને લીધે આજ લગી લખી જ ન શકયો. જુદે જુદે પ્રસંગે લખાયેલું એક વાર સળંગ વાંચીને પછી પ્રસ્તાવના લખવાની હોંશ હતી. એ હોંશ તો આજ પણ પૂરી નથી કરી શકતો. કદાચ એમાં જ લાભ છે. મને પૂર્વાપર સંબંધ અવિચ્છિન્ન રાખવાનો લોભ નથી. સત્યને સાક્ષી રાખીને આજે હું શું માનું છું તે કહી દેવું પ્રસ્તુત છે. પ્રકાશક પણ એ જ ચાહે છે. પૂર્વાપર સંબંધ જળવાય છે કે નહિ એ વાંચનારે જોવાનું છે. જ્યાં મેળ ન સધાય એમ વાંચનારને લાગે ત્યાં તેણે મારી મનોદશા જાણવી હોય તો આ પ્રસ્તાવનામાં લખ્યું હોય તે પ્રમાણ માની આગલાનો ત્યાગ કરવો. હું કાંઈ સર્વજ્ઞતાનો દાવો નથી કરતો. મારો દાવો સત્યનો આગ્રહી હોવાનો ને જે વખતે જે સત્ય ભાસે તે પ્રમાણે યથાશકિત આચરણ કરવાનો છે. તેથી જાણ્યે અજાણ્યે મારામાં ઉત્તરોત્તર ફેરફાર અથવા વૃદ્ધિ જે કહો તે થવાનો સંભવ છે. જ્યાં જ્ઞાનપૂર્વક ફેરફાર સૂઝે ત્યાં તો હું તેની નોંધ કરું જ. પણ સૂક્ષ્મ ફેરફારો તો અજાણ્યે જ થયાં કરે. તેની નોંધ કયાંથી જ લઈ શકાય? એ નોંધ તો ચકોર વાંચનાર જ લઈ શકે છે.

સામાન્ય વ્યવહારમાં વર્ણધર્મ સમાસનો ઉપયોગ થોડો કરીએ છીએ; વર્ણાશ્રમધર્મ સમાસનો ઉપયોગ લોકોમાં વધારે પ્રચલિત છે. આ પુસ્તિકામાં આશ્રમધર્મ વિષે ઓછું જ લખાયું છે ને વર્ણધર્મ વિષે વધારે લખાયું છે. પણ હિંદુધર્મનું ખરું નામ વર્ણાશ્રમધર્મ છે એમ કહી શકાય.

'હિંદુ' નામ પરદેશી મુસાફરોએ આપેલું જણાય છે. ને તેનો સંબંધ ભૂગોળની સાથે છે. આપણે જે ધર્મ પાળ્યો છે તેને કંઈ વિશેષ અને સૂચક નામ આપી શકાય તો અવશ્ય વર્ણાશ્રમધર્મ છે. હિંદુનો ધર્મ આર્યધર્મ છે એમ કહેવામાં ધર્મની કશી સૂચના નથી આવતી. એનો અર્થ તો એટલો જ થયો કે હિંદુ એટલે સિંધુની પૂર્વે રહેનારા લોકો પોતાને આર્ય માને છે અને બીજાને અનાર્ય; અથવા વેદધર્મ માનનારા પોતાને આર્ય માને છે અને બીજાને અનાર્ય. આવી સંજ્ઞામાં હું તો દોષ પણ જોઉં છું. વર્ણાશ્રમધર્મ તે ધર્મની વિલક્ષણતા સૂચવે છે. આ વિચાર બરોબર હો અથવા ન હો, એટલું તો સૌ કબૂલ કરશે કે વર્ણાશ્રમને હિંદુધર્મમાં મોટું સ્થાન અપાયું છે. સ્મૃતિકાળનું એક પણ ધર્મપુસ્તક નહિ જોવામાં આવે કે જેમાં વર્ણાશ્રમધર્મે તેનો ઘણો ભાગ નહિ રોક્યો હોય. વર્ણાશ્રમનું મૂળ તો વેદમાં જ છે, એટલે કોઈ હિંદુ વર્ણાશ્રમની ઉપેક્ષા ન કરી શકે. એ પ્રથાને સમજીને દોષિત લાગે તો તેનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવો ઘટે છે; જો એ પ્રથા ધર્મની નિર્દોષ વિશેષતા હોય તો એનું પોષણ કરવું ઘટે છે.

વર્ણાશ્રમમાં આશ્રમધર્મનો તો નામે અને કર્મે લોપ જ થયો કહેવાય. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એમ ચાર આશ્રમ હિંદુધર્મમાં મનાયા છે અને એ હિંદુ માત્રને સારુ છે. પણ બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થનું પાલન ભાગ્યે જ કોઈ કરતા હોય. નામનો સંન્યાસ જૂજ સંખ્યામાં ભલે પળાતો હોય. પણ આશ્રમો એકબીજાની સાથે એવા સંલગ્ન છે કે એકના વિના બીજા પાળી જ ન શકાય. જેનું આજે સૌ પાલન કરે છે તે 'ગૃહસ્થ'વૃત્તિ' છે — ગૃહસ્થ'ધર્મ' નહિ. પણ યાદ રાખવું ઘટે છે કે ગૃહસ્થવૃત્તિ— એટલે કે પ્રજાવૃદ્ધિનું કર્મ— તો જગતમાં સૌ કોઈ કરે છે. ધર્મમાં મર્યાદા, વિવેક, આદિ રહ્યાં છે. એટલે જે દંપતી મર્યાદા

અને વિવેકપૂર્વક રહે છે તે ગૃહસ્થધર્મ પાળે છે. જે મર્યાદા વિના વર્તે છે તે ધર્મનિષ્ઠ નથી પણ સ્વેચ્છાચારી છે; અને આજની ગૃહસ્થવૃત્તિથી તો મોટે ભાગે સ્વેચ્છાચાર, વ્યભિચાર પોષાય છે. વ્યભિચારી અથવા સ્વેચ્છાચારી જીવનને અંતે વાનપ્રસ્થ કે સંન્યાસ અસંભવિત સમજાવાં જોઈએ. તેથી આશ્રમધર્મનો તો લોપ જ થયો ગણાવો જોઈએ. તે ધર્મનો પુનરુદ્ધાર આવશ્યક છે. એ કેમ થઈ શકે એ વિચારવું આ પ્રસ્તાવનાના ક્ષેત્રની બહાર છે.

હવે વર્ણધર્મ ઉપર આવીએ. મૂળમાં વર્ણ ચાર ગણાવ્યા છે. અત્યારે તો અસંખ્ય વર્ણ છે એમ કહી શકાય. છતાં લોકો પોતાને ચાર વર્ણમાં ગણાવી શકે છે: કોઈ પોતાને બ્રાહ્મણ કહે છે, કોઈ ક્ષત્રિય ને કોઈ વૈશ્ય. પોતાને શૂદ્ર ગણાવતાં સૌ લજ્જિત થાય છે. શૂદ્ર પોતાને પેટાજાતિઓથી જ ઓળખાવે છે. ત્રણ વર્ણોમાં પણ અનેક પેટાજાતિઓ છે. પણ તેઓ પોતાને બ્રાહ્મણાદિ ગણાવતાં લજ્જિત નથી થતા. આમ વર્ણો નામે રહ્યા છે.

પણ મનુષ્ય પોતાને અમુક વિશેષણ આપે તેથી જ કાંઈ તેને યોગ્ય તે નથી બનતો. પોતાને લાલ વર્ણનો કહીને શ્યામ વર્ણનો મનુષ્ય લાલ નથી બની શકતો. તેમ જ પોતાને બ્રાહ્મણ ગણાવીને કોઈ બ્રાહ્મણ રહી કે બની નથી શકતો. બ્રાહ્મણની અંતિમ પરીક્ષા તો તે પોતાનામાં બ્રાહ્મણના ગુણ મૂર્તિમંત કરીને પસાર કરી શકે છે. આ રીતે વિચારતાં આપણે જોઈશું કે વર્ણધર્મનો પણ લોપ થયો છે. વ્યવહારમાં આપણે 'વર્ણ' સંજ્ઞા રાખી શકતા હોઈએ તો આપણે સૌ શૂદ્ર છીએ એમ ગણી શકાય. પણ યથાર્થ રીતે તો શૂદ્ર પણ ન ગણાઈએ, કેમ કે ધર્મશાસ્ત્રમાં તો વર્ણને ધર્મ ગણાવ્યો છે. તેથી શૂદ્રવર્ણ પણ ધર્મ છે. અને ધર્મ તો સ્વેચ્છાએ સ્વીકારાય. તેના પાલનમાં લજ્જાને તો સ્થાન જ નથી. ધર્મ તરીકે શૂદ્રત્વને પાળનાર કેટલા

નજરે આવશે? કાળને વશ થઈને આપણે શૂદ્રતાને એટલે દાસત્વને પામ્યા છીએ. કોઈ એમ કહે કે વર્ણોએ કરવાનાં કર્મો તો થયાં જ કરે છે, એટલે વર્ણધર્મનો લોપ નથી થયો. તેઓ કહેશે કે જે માણસ જે વર્ણનાં કર્મ કરે છે તે વર્ણનો તે ગણાય. મારી દૃષ્ટિએ આ વર્ણધર્મ નથી. જ્યાં કર્મની ભેળસેળ થાય, જ્યાં સૌ સ્વેચ્છાએ પોતાને ગમે તે કર્મ કરે, ત્યાં હું વર્ણનો સંકર થયો ગણું. વર્ણને જન્મની સામે અનિવાર્ય નહિ તો બહુ નિકટ સંબંધ છે. જે વર્ણમાં જે જન્મે તે વર્ણનાં કર્મોને ધર્મભાવનાએ પાળે તે વર્ણધર્મનું પાલન કરે છે. આમ ધર્મ પાળનારા આજે આપણી આંગળીને વેઢે ગણી શકીએ. વર્ણધર્મના પાલનમાં સ્વાર્થને સ્થાન નથી અથવા એને ગૌણ સ્થાન છે. વર્ણધર્મમાં તો કેવળ પરમાર્થ હોય અથવા તેને પ્રધાનપદ હોય. બ્રાહ્મણ બ્રહ્મને ઓળખવામાં ને ઓળખાવવામાં કાળ ગાળે ને તેની આજીવિકા તેને ભગવાન આપે છે એમ માને. ક્ષત્રિય પ્રજાપાલનનો ધર્મ પાળે, તેને અંગે તે મર્યાદિત દ્રવ્ય આજીવિકા સારુ લે. વૈશ્ય પ્રજાના કલ્યાણને અર્થે ખેતી, ગોપાલન કે વ્યાપાર કરે; જે અર્થલાભ થાય તેમાંથી ખરો વૈશ્ય આજીવિકા પૂરતું લઈ બાકીનું લોકકલ્યાણ અર્થે વાપરે. એ જ પ્રમાણે શૂદ્ર પરિચર્યા કરે તે ધર્મ સમજીને.

વર્ણનો નિર્ણય સામાન્ય રીતે જન્મથી કરાય; અમુક અંશે કર્મથી પણ કરાય. બ્રાહ્મણનો છોકરો બ્રાહ્મણ કુળમાં જન્મી બ્રાહ્મણ તો કહેવાશે, પણ જો તે મોટો થયે બ્રાહ્મણનાં લક્ષણ નહિ બતાવે તો તે બ્રાહ્મણ નહિ ગણાય; તે પતિત થયો. એથી ઊલટું, જે અન્ય વર્ણમાં જન્મી બ્રાહ્મણનાં લક્ષણ પ્રત્યક્ષ રીતે નિત્ય બતાવ્યા જ કરશે તે, પોતાને બ્રાહ્મણ તરીકે ન ગણાવતાં છતાં, બ્રાહ્મણ ગણાવાને યોગ્ય હશે. જગત તેને બ્રાહ્મણ જ ગણશે.

આ ધર્મ અથવા નિયમને જો જગત અનુસરે તો અધેય સંતોષ ફેલાય, ખોટી હરીફાઈઓ મટે, ઈર્ષ્યા દૂર થાય, કોઈ ભૂખે ન જ મરે, જન્મમરણ સમતોલ થાય ને વ્યાધિઓ દૂર થાય.

પણ વર્ણ જો ધર્મ હોય ને અધિકાર ન હોય તો વર્ણ-વર્ણ વચ્ચે ઊંચનીચના ભેદ ન હોય, વર્ણમાત્ર સરખા હોય. લાંબા કાળથી હિંદુધર્મમાં ધર્મને નામે ઊંચનીચના ભેદ દાખલ થયા છે. એ વર્ણધર્મનું વક્ર રૂપ છે, વિકરાળ રૂપ છે. પૂર્વજોએ કઠિન તપશ્ચર્યાથી જે મહાન નિયમને શોધ્યો ને જેને યથાશક્તિ પાળ્યો તેનો આજે અનર્થ કરી આપણે તેને જગતની હાંસીને પાત્ર બનાવી મૂક્યો છે; ને પરિણામે આજે હિંદુમાં પણ એક એવો સંપ્રદાય નીકળી પડ્યો છે જે વર્ણવ્યવસ્થાનો નાશ કરવા મથી રહેલ છે, કેમ કે તે માને છે કે વર્ણથી હિંદુ જાતિ પાયમાલ થઈ છે. અને આજે જે સ્થિતિ વર્ણને નામે ઓળખાય છે તેમાં તો હિંદુ જાતિનો નાશ જ છે.

આજે રોટીબેટીવ્યવહારની મર્યાદામાં વર્ણધર્મનું પાલન સમાઈ જાય છે. બ્રાહ્મણ બ્રાહ્મણ સાથે, અને તેમાં પણ ભલો હોય તો પોતાની પેટા જાતિ સાથે જ, રોટીબેટીવ્યવહાર રાખશે ને તેમાં પોતાના ધર્મની પરિસમાપ્તિ માનશે. ઉત્તરમાં કહેવત છે કે, 'બાર ભાઈ ને તેર ચોકા.' આ ધર્મપાલન! સૌ સૌથી અભડાય. એ જ રીતે ખાદ્યાખાદ્યવિવેકને વર્ણધર્મનું અંગ બનાવીને બ્રાહ્મણ–ક્ષત્રિય–ઇત્યાદિપણું અમુક વસ્તુ ખાવા ન ખાવામાં સમાપ્ત કરાય છે. શી નવાઈ કે જગત આવા ધર્મને તુચ્છકારે છે ને કેટલાક વિચારશીલ હિંદુ પણ તે અવ્યવસ્થાનો નાશ કરવા મથે છે!

અહીં મારા કહેવાની મતલબ મુદ્દલ એ નથી કે રોટીબેટી-વ્યવહારમાં મર્યાદાને કે ખાદ્યાખાદ્યવિવેકને સ્થાન જ નથી. હું પોતે ગમે તેની સાથે ગમે તે ખાવાનો ધર્મ માનતો કે પાળતો નથી. ગમે તેની સાથે બેટાબેટીની લેવદેવને સ્વચ્છંદ માનું છું.

વ્યવહાર માત્રમાં એટલે આમાંયે કડક મર્યાદા અથવા સંયમ આવશ્યક છે. ખાદ્યાખાદ્યનું શાસ્ત્ર છે એમ મારું માનવું છે. મનુષ્ય સર્વભક્ષી પ્રાણી નથી. તેના ખાદ્ય પદાર્થને મર્યાદા છે જ. પણ રોટીબેટીવ્યવહાર અને ખાદ્યાખાદ્યવિવેકની ઉપર વર્ણધર્મ અવલંબેલો નથી. વર્ણધર્મ એક નોખું જ શાસ્ત્ર છે. નિર્દોષ વર્ણાન્તર વિવાહ હું કલ્પી શકું છું. સ્વચ્છતા વગેરેના નિયમોનું પાલન કરતાં ને ખાદ્યાખાદ્યનો વિવેક સાચવતાં સર્વ વર્ણોએ એક પંગતે ખાવામાં કંઈ જ દોષ નથી એમ હું માનું છું. પ્રાચીન કાળમાં રોટીબેટીવ્યવહાર આમ જ ચાલતા એમ સિદ્ધ કરનારાં પુષ્કળ પ્રમાણો છે. રોટીબેટીવ્યવહારને વર્ણધર્મની સાથે જોડી દેવામાં હિંદુધર્મને ભારે નુકસાન થયું છે.

વર્ણધર્મની શોધ હિંદુધર્મમાં થઈ છે ખરી; પણ તેથી કંઈ તે નિયમ હિંદુને જ લાગુ પડે છે ને બીજાઓને નહિ એવું કોઈ ન માને. પ્રત્યેક ધર્મમાં [illegible] ને કંઈક વિશેષતા હોય જ છે. પણ એ વિશેષતા જો [illegible]તરૂપે હોય તો તે સર્વવ્યા[illegible] હોવી [illegible] જગત તેનો સ્વીકાર આજે ભલે ને કરે. તેટલું તે ખોશે. આવી મારી માન્યતા વર્ણધર્મને વિષે છે. એને હું એક મહાન શોધ ગણું છું. આજ નહિ તો કાલે પણ તે જગતને સ્વીકાર્યે જ છૂટકો છે.

આ સિદ્ધાંતને ટૂંકામાં હું આ પ્રમાણે મૂકું : જે મનુષ્ય જે કુટુંબમાં જન્મે તેનો ધંધો, જો તે નીતિવિરુદ્ધ ન હોય તો, તે ધર્મભાવનાથી કરે; ને તેમ કરતાં જે અર્થપ્રાપ્તિ થાય તેમાંથી સામાન્ય આજીવિકા પૂરતું જ રાખી બાકીનું સાર્વજનિક કલ્યાણને સારુ વાપરે.

ચાર વર્ણને શરીરનાં ચાર અંગની ઉપમા વેદમાં અપાઈ છે. શરીરનાં અંગોમાં જેમ એક ઊંચ અને એક નીચ એવો ભેદ હોતો નથી, અને અંગોને સમજ હોય તથા ઊંચનીચનો

ભેદ તેઓ રાખે તો શરીરરૂપી રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ જાય, તેમ જ આ જગતનું રાષ્ટ્ર પણ તેના વર્ણરૂપી ચાર અંગોની વચ્ચે ઊંચનીચના ભેદ રાખે તો છિન્નભિન્ન થઈ જાય. આજે જગતમાં ઊંચનીચના ભેદ છે અને તે જગતમાં આજે ચાલતા કલહનું મુખ્ય કારણ છે. એ યુદ્ધનું નિવારણ વર્ણધર્મના પાલનથી થઈ શકે છે એમ સામાન્ય માણસને પણ સમજવામાં મુશ્કેલી ન હોવી જોઈએ. વર્ણધર્મમાં દરેક વર્ણે પોતપોતાના કર્મનું ધર્મ સમજીને પાલન કરવાનું રહ્યું છે. ઉદરપોષણ એ એનું યત્કિંચિત્ ફળ છે. એ મળો અથવા ન મળો તો પણ ચારે વર્ણે પોતપોતાના ધર્મમાં રત રહેવાનું છે. આ વર્ણધર્મનું જો પાલન થાય તો અત્યારે જગતમાં જે વિષમતા વર્તે છે તેની જગાએ સમતાનું સામ્રાજ્ય બની રહે; બધા ધંધા પ્રતિષ્ઠામાં ને કિંમતમાં એક સરખા ગણાય; વજીર, વકીલ, [illegible]ર, વેપારી, ચમાર, સુતાર, ભંગી અને બ્રાહ્મણ એકસર[illegible] કમાય. [illegible] વર્ણો [illegible]ારે કમાય [illegible] શૂદ્ર ઓછું કમાય, [illegible] એ મહેલે ચડીને બેસે, બ્રાહ્મણ ભિક્ષુક એટલે ઝૂંપડામાં રહે, વૈશ્ય [illegible] બંધાવે અને શૂદ્ર એ ઘરબાર વિનાનો ગુલામ થઈને રહે, એવી દયાજનક સ્થિતિ જ્યાં વર્ણધર્મનું પાલન થતું હોય ત્યાં હોઈ જ ન શકે, ન હોવી જોઈએ.

વર્ણાશ્રમધર્મની જ્યારે શોધ થઈ ત્યારે પણ હિંદુ સમાજ આ આદર્શને પહોંચી ગયો હતો એમ કહેવાનો આશય નથી. કયે કાળે આ જાતનો વર્ણધર્મ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો એનું મને જ્ઞાન નથી. એ શોધવાના પ્રપંચમાં હું ન પડું. પણ હું આટલું કહી શકું છું કે, વર્ણધર્મનો એ જ આદર્શ હોઈ શકે; સમજુને સારુ એ ધર્મનું પાલન સહેલું છે; અને આવો વર્ણધર્મ એ કેવળ હિંદુને સારુ નહિ પણ આખા જગતમાં જે સમજી શકે તેને સારુ છે.

આ વ્યવસ્થામાં જેની પાસે જે મિલકત હશે તેનો તે આખી પ્રજાને સારુ રખેવાળ અથવા સંરક્ષક હશે: પોતાને કદી તેનો માલિક નહિ માને. રાજા પોતાના મહેલનો અથવા પ્રજાની પાસેથી જે કર લે છે તેનો માલિક નથી, પણ એ તેનો રખેવાળ છે. પોતાનું પેટ ભરવા પૂરતું લઈને બાકીનાનો ઉપયોગ તે પ્રજાને અર્થે કરવાને બંધાયેલો છે. એટલે કે, પ્રજાની પાસેથી એ જેટલું લેશે તેમાં પોતાની કાર્યદક્ષતાથી વધારો કરીને એ પ્રજાને કોઈની કોઈ રીતે પાછું વાળશે. એમ જ વૈશ્ય. શૂદ્રનું તો કહેવું જ શું? અને, જો કોઈ પણ રીતે સરખામણીમાં ઊતરી શકાતું હોય તો, જે શૂદ્ર કેવળ ધર્મ સમજીને પરિચર્યા જ કરે છે, અને જેની પાસે કાંઈ મિલકત કદી હોવાની જ નથી, અને જેને માલિક થવાનો લોભ સરખોયે નથી, એ હજારો વંદનાને લાયક છે અને સર્વોપરી છે. ધર્મનિષ્ઠ શૂદ્ર પોતાને વિષે એમ નહિ માને; પણ દેવતાઓ તો તેની પર ફૂલોનો વરસાદ વરસાવશે. આ વાક્ય આજકાલના પરિચારકોને વિષે ભલે ન શોભે. તેઓ એક તસુ જમીનના માલિક ન હોય, પણ માલિકી ઇચ્છતા હોય. એટલે એ પોતાના શૂદ્રત્વને સુખમય ધર્મરૂપે નથી જોતા, પણ ભોગતૃપ્તિ ન થવાથી દુ:ખમય જોતા હોય. તેથી મેં તો આદર્શ શૂદ્રને નમન કર્યાં છે અને જગતને તેને નમન કરવાને નોતરું છું.

પણ આ શૂદ્રનો ધર્મ એ કાંઈ તેની પર લાદી શકાતો નથી. ત્રણ વર્ણ પોતાને પ્રજાના સેવક ગણતા હોય, જે મિલકત પોતાની પાસે રહે તેનું સાર્વજનિક ઉપયોગ અર્થે રખેવાળું સિદ્ધ કરી શકતા હોય, એને મોઢે જ શૂદ્રધર્મની સ્તુતિ કરવાનું શોભે. અત્યારે તો જ્યાં ત્રણ વર્ણ માત્ર નામના રહ્યા છે, પોતાના ધર્મનું પાલન કરવાનું કોઈને સૂઝતું નથી, ને પોતાને ઊંચ વર્ણના માની શૂદ્રને હલકા વર્ણના માને છે, ત્યાં શૂદ્ર તેઓની ઈર્ષા કરે અને જે મિલકત તેઓ લઈને બેસી ગયા છે તેમાં ભાગ પડાવવાની

ઇચ્છા રાખે એ કાંઈ નવાઈની વાત નથી, દુ:ખની વાત પણ નથી. વર્ણને ધર્મરૂપે ઓળખાવી શોધકે એમ સૂચવ્યું છે કે વર્ણધર્મના પાલનમાં બળાત્કારની ગંધ સરખીયે ન હોય. વર્ણધર્મનું પાલન કરવાથી જ જગત નભી શકે છે. એ ધર્મનું પાલન કર્યે જ જગતને છૂટકો. અને એ ધર્મનું પાલન કરાવવા પ્રત્યેક વર્ણે પોતે તેનું પાલન કરતાં કરતાં મરી છૂટવાનું છે; બીજાઓની પાસે બળાત્કારે પાલન કરાવવાનું નથી.

જ્યાં હરીફાઈને ઉત્તમ ગણવામાં આવે છે, અર્થપ્રાપ્તિને પરમ પુરુષાર્થ ગણવામાં આવે છે, જ્યાં સૌ પોતાને ગમે તે ધંધો કરવાની પોતાને સારુ છૂટ માને છે, જ્યાં સૌ જે આર્થિક સ્થિતિ ભોગવે છે તેના કરતાં વધારે સિદ્ધ કરવાનો ધર્મ માને છે, એવા યુગમાં વર્ણધર્મ એ જગતનો મહાન નિયમ છે એમ કહેવું એ હાસ્યાસ્પદ ગણાતું હશે. એનો પુનરુદ્ધાર કરવાની વાત કરવી એ એથી પણ વધારે હાસ્યાસ્પદ ગણાય. છતાં મારો દૃઢ વિશ્વાસ છે કે, આધુનિક ભાષામાં કહીએ તો એ જ ખરો સામ્યવાદ છે. ગીતાની ભાષામાં એ સમતાનો 'ધર્મ' છે પણ 'વાદ' નહિ. એ ધર્મનું અલ્પ પાલન પણ પાલન કરનારને અને જગતને સુખ આપનારું છે.

અહીં એ કહેવું આવશ્યક છે કે વર્ણ ચાર જ હોવા જોઈએ એ વર્ણધર્મનું અનિવાર્ય અંગ નથી. સૌ પોતપોતાના વર્ણધર્મના પાલનમાંથી જ આજીવિકા શોધી લે એટલું જ કહેવું પર્યાપ્ત છે. વર્ણધર્મના પુનરુદ્ધારની વિચારણા કરતાં કદાચ એવું માલૂમ પડે કે વર્ણ ચાર નહિ પણ વધારે અથવા ઓછા હોવા જોઈએ તો મને પોતાને આશ્ચર્ય નહિ થાય.

વર્ધા,

તા. ૨૩-૯-'૩૪ **મોહનદાસ કરમચંદ ગાંધી**

# અનુક્રમણિકા



## ખંડ ૧લો : વર્ણ અને તેના ધર્મો

## ખંડ ૨ જો : જ્ઞાતિ અને કુરિવાજો



## પરિશિષ્ટ

# ખંડ ૧ લો : વર્ણ અને તેના ધર્મો

## ૧. વર્ણવ્યવસ્થા

મારી દક્ષિણની મુસાફરી દરમિયાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ-અબ્રાહ્મણ વગેરે જાતિભેદોના સંબંધમાં મેં કાઢેલા ઉદ્ગારો વિષે મને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી; કારણ, તેમાં ગાલિપ્રદાન ઉપરાંત બીજું કશું ભાગ્યે જ હોય છે. અને ગાળો નથી હોતી તેમાં પણ દલીલ કશી જ નથી હોતી. ચીડ કંઈ દલીલ ન કહેવાય.

છતાં, કેટલાકના કાગળોમાંથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિંદુસ્તાનનું સત્યાનાશ વળશે; કારણ, જાતિભેદે જ હિંદુસ્તાનને ગુલામીમાં ડુબાડ્યું છે. મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમાં આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે રાષ્ટ્રીય સદ્ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા, તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઊલટું એમ માનું છું કે, વર્ણવ્યવસ્થાએ તો હિંદુ સમાજને છિન્નભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

પણ બીજી સંસ્થાઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકસાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો મુદ્દાની,

સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઈ હશે; પણ મોટે ભાગે તો, ન્યાતો વિઘ્નકર્તી જ થઈ પડનારી છે એમાં શંકા નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઈ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમાં, આવી નજરે ન ચડનારી ઘડભાંગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયા જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારુ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઈ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું.

વર્ણવિભાગમાં ભેદદૃષ્ટિ, અસમાનતા, અગર ઊંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમાં જ્યાં એવા ભેદો ઊભા થવા બેઠા છે ત્યાં અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત્ત દુરુપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમાં સહેલાઈથી સુધારણા થઈ શકે તેમ છે. હિંદુસ્તાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિંદુ જાતિઓમાંથી પણ ઊંચનીચના ખ્યાલ સહેજે નીકળી જશે. કેવળ બાહ્યાંગોને તોડયાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગૂંચો ઉકેલવાને અંતર બદલવાં જોઈએ, સમાજની વૃત્તિમાં પલટો થવો જોઈએ. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના ફેલાવવામાં વિઘ્નરૂપ હોય તો હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી આદિ ધર્મોનું એકીવારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે. અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઈ જેવો જ માનવામાં હું તો

કશી અડચણ જોતા નથી. આપણે કદી ન ભૂલવું જોઈએ કે, જે હિંદુધર્મે વર્ણવ્યવસ્થા ઉપજાવી તે જ હિંદુધર્મે, મનુષ્યમાત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે, આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરી કલ્યાણના સાધનરૂપે આપણને આપેલો છે.

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાંગીને આપણે યુરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે, મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે, આપણી વર્ણવ્યવસ્થામાં રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. મને તો લાગે છે કે, વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે. તેને બદલવાના પ્રયત્નથી હમેશાં અનવસ્થા ઉત્પન્ન થઈ છે, અને તે થાય જ. એક બ્રાહ્મણને તેની આખી જિંદગી બ્રાહ્મણ જ માનવામાં હું તો ભારે ઉપયોગ જોઈ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારું માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કાઢીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશું, રોજ રોજ બ્રાહ્મણને શૂદ્રની અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું, તો મુસ્કેલીઓનો પાર જ ન રહે, એ દેખીતું છે. જો હિંદુઓ પુનર્જન્મને માનનારા છે — અને દરેક હિંદુ પુનર્જન્મમાં માનનારો હોવો જ જોઈએ — તો તેઓએ એમ જ માનવું રહ્યું કે, કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવી ઉન્નતિની કોટિમાં નીચલી પાયરીએ નાંખશે, અને તે જ રીતે આ જન્મમાં બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચડાવ્યા વગર પણ નહિ જ રહે.

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીએ. હું માનું છું

કે, એકરાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારુ, એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ, એ જરૂરની વસ્તુઓ નથી. ગમે તેવા સ્વતંત્ર જમાનામાં, ગમે તેટલા સ્વતંત્ર રાજ્યબંધારણમાં પણ, સમાજના બધા જ લોકોમાં, ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચાર-વહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવહેવારની વિવિધતા હંમેશ રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશાં એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઈ પણ માણસ સૌ કોઈની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિંદુઓમાં ભાઈ ભાઈનાં છોકરાં એકબીજાની જોડે નથી પરણતાં. એથી કંઈ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોંચતી. ઊલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમાં મેં ઘણી માતાઓને જોઈ છે જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેમનામાં એકલવાયાપણું કે ઉદ્ધતાઈ આવી જાય છે, અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે, એવું નથી બન્યું જોયું. આ બાબતો કેવળ સંયમ ને તાલીમને લગતી છે. એમનામાં અંગત એનો કશો દોષ નથી રહેલો. એમાં અતિશયતા પેસે તો નુકસાનકર્તા થઈ પડે ખરી. અને તેમાં પણ ઊંચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે તો તો આવો સંયમ, સંયમ મટીને ખરેખર સ્વચ્છંદ જ બની જાય છે, અને તેથી ઘાતક નીવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે અને નવનવી જરૂરિયાતો અને પ્રસંગો ઊભાં થતાં જાય છે, તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક

આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના.

આમ હિંદુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હમેશાં લેતો આવ્યો છું; અને છતાંયે હિંદુઓમાં ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હું માનવજાતિની સામે ઘોરમાં ઘોર અપમાનરૂપે ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ પણ ઊંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઈ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી; ઊલટા જેઓ કોઈ પણ વાતમાં આપણાથી જુદા નથી અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્યજાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કાઢી નાંખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિન્દુધર્મ જેટલો સત્વર ઊગરી નીકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનારાં શાસ્ત્રવચનો — જેના પ્રામાણ્ય વિષે શંકા છે — ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત, દરેક બુદ્ધિ અને અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઈ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચડાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાયેલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચડાવે છે. પણ જ્યારે તે અંતરના ઊંડાણમાંથી આવતા નાદથી પાવન થયેલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા જ રોકી દેવા માગે છે ત્યારે તે માણસને પાડે છે.

તા. ૧૨–૧૨–’૨૦

# ૨. વર્ણસંકર કે વર્ણાશ્રમ?

એક વિદુષી લખે છે:

"મુસાફરીમાં એક વ્યક્તિનો મારે સંગાથ થયો, તેણે વરતેજ ખાતે ભરાયેલી રજપૂત પરિષદને તમે મોકલેલા સંદેશા* તરફ મારું ધ્યાન ખેંચ્યું. વાંચીને મનની ભીતર ઘણા દિવસથી દબાઈ રહેલો વિરોધ ઊછળી આવ્યો. ચિંતનમનન કરે તે જ માણસ. તેથી, મને આશા છે કે મારા ચિંતનને તમે સહી લેશો, અને તે તમારાથી નિરાળું હોય છતાં તે પર ધ્યાન દેશો. ૧૯૨૦ની સાલમાં આશ્રમ અને તેનું સાળખાતું જોઈને આ વિચારો આવેલા. પછી જતા રહેલા તે કોઈ કોઈ વાર દેખા દેતા. પણ હમણાં થોડું થયાં એ વિચારોએ મારા મનમાં કાયમનું ઘર કર્યું છે, અને રજપૂત પરિષદને તમારો સંદેશ એના ઉછાળાનું છેલ્લું નિમિત્ત બન્યો છે.

"જ્યાં આખું સ્ટેશન એકથી બીજા છેડા સુધી લશ્કરી ઢબે ખભે લટકતી તલવારોવાળા સ્વયંસેવકોથી ઊભરાતું હતું, જ્યાંનું આખું વાતાવરણ ક્ષત્રિય જાતિના શૌર્ય અને દાક્ષિણ્યનાં સ્મરણોથી ગુંજતું હતું, ત્યાં એમની તલવારોની જગ્યા રેંટિયાને આપવાની તમારી સલાહ શું ખ્રિસ્તી પાદરીઓના જેટલી જ તદ્દન અસ્થાને નહોતી? તમારે તો પ્રાચીન ઋષિઓની પેઠે, શું બ્રાહ્મણને વધુ સાચો બ્રાહ્મણ બનવાની, ક્ષત્રિયને આદર્શ ક્ષત્રિય બનવાની, વૈશ્યને વૈશ્ય બનવાની સલાહ ન આપવી જોઈએ? બ્રાહ્મણોનું ચિહ્ન પોથી કે કલમ. ક્ષત્રિયનું તલવાર અને વૈશ્યોનું રેંટિયો કે હળ છે. તમે ભલે પોતાને વણકર કે ખેડૂત કહેવડાવીને અભિમાન માનો. તેમ કરવામાં તમે તમારા જાતિધર્મની સ્વાભાવિક વૃત્તિને જ વફાદાર છો. પણ તમારા જેવા, વર્ણાશ્રમને માનનાર હિન્દુએ બ્રાહ્મણો અને ક્ષત્રિયો પાસે તેમના સ્વાભાવિક જાતિધર્મો છોડાવીને વૈશ્યધર્મનો અંગીકાર કરવાનો શા સારુ આવડો આગ્રહ કરવો? વૈશ્યવૃત્તિ અંગીકાર કર્યા વગર આજે ક્ષત્રિય ગરીબોનું રક્ષણ અને સેવા ન જ કરી શકે શું?

---

* જુઓ 'ક્ષત્રીધર્મ' એ લેખ, પ્રકરણ ૧૮મું.

"ભારતવર્ષના મહાપુરુષોએ તો દરેક વ્યક્તિના સ્વભાવ અનુસારના સ્વધર્મને જ હંમેશાં ઉપદેશ્યો છે. તમે જ પહેલવહેલા, એ બધા ધર્મોને છાપરે ફેંકાને, આખા રાષ્ટ્રને એક વૈશ્યવૃત્તિ જ અંગીકારવાનો, ઉપદેશ આપવા માંડયો છે. વૈશ્યધર્મનો તમે ભલે ઉદ્ધાર કરો, પણ કૃપા કરીને બ્રાહ્મણક્ષત્રિયોને શા સારુ પાછા પાડો છો ? તમારી જ્ઞાતિને આધ્યાત્મિક ભલે કરો, પણ બીજી જ્ઞાતિઓવાળાને, તમારી વિભૂતિના બળથી મુગ્ધ કરીને, વણકર તથા પીંજારા બનાવી મેલી દુન્યવી શા સારુ કરી મેલો છો ? મારા મત પ્રમાણે તો, તમારા આશ્રમના વિનોબા અને બાળકોબા, તમે કરી મેલ્યા છે તેવા આધ્યાત્મિક વણકર બન્યા છે તે કરતાં શુદ્ધ બ્રાહ્મણ રહ્યા હોત અને પોતાની મેધાને પૂરી રીતે ખીલવી હોત, તો રાષ્ટ્રની તેમણે વધુ સંગીન સેવા કરી હોત."

આખો કાગળ મેં અહીં નથી ઉતાર્યો પણ તેનો સાર આપી દીધો છે. બાકીનામાં ઉપર ટાંકયું છે તેનું વિવેચન જ છે. લખનાર વિદુષી બહેન જન્મે હિન્દુ છે, અને હું કરું છું તેમ, પોતે પણ હિન્દુ હોવાનો દાવો કરનારાં છે. કાંતવાને મેં સાંપ્રદાયિક ધર્મો કરતાં શ્રેષ્ઠ ધર્મ ગણ્યો છે, તેથી વિદ્વાન મિત્રમંડળોમાં તેનો ગેરઅર્થ નહિ થાય એવી મેં આશા રાખી હતી. પણ તેમ થવું નિર્માયેલું નહોતું. ઉપલાં વિદુષી બહેન જણાવે છે કે રેંટિયાનો વિરોધ કરનારાં તેઓ એકલાં નથી. તેથી તેમની દલીલને મારે ધીરજપૂર્વક તપાસવી રહી.

સને ૧૯૦૪થી માંડીને મારા વર્તમાનપત્ર ચલાવવાને લગતા અનુભવમાં મેં જોયું છે કે, વર્તમાનપત્રોના તંત્રીઓ ઉપર આવનારાં ચર્ચાપત્રોમાંની ઘણીખરી ટીકા વિરોધીની વાત વિષેની અપૂર્ણ સમજણથી જ થયેલી હોય છે. પ્રસ્તુત દાખલામાં મજકૂર બહેને સમજવું જોઈતું હતું કે રેંટિયાનો સંદેશો કંઈ મેં આ દેશના હિંદુઓને જ એકલાને

સારુ આપ્યો નથી. એ સંદેશો તો સ્ત્રીપુરુષ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી, શીખ, તેમ જ કશા પણ અપવાદ વિના પોતાને હિન્દી કહેવડાવનારા એકેએક હિન્દીને માટે છે. આટલી વાત આ બહેને ધ્યાનમાં રાખી હોત તો તેમની ટીકા જુદી જ રીતે લખાત એમ હું માનું છું. તો તેમણે જોયું હોત કે, મેં તો હિન્દુસ્તાનના આગળ એક એવી વસ્તુ મૂકી છે કે જે કોઈના ધર્મની આડે આવતી નથી, અને ઊલટું જેટલે દરજ્જે એનો અંગીકાર કરવામાં આવે તેટલે દરજ્જે તે તે ધર્મને અને હિંદુધર્મમાં તે તે વર્ણ કે જ્ઞાતિને ઉજ્જવળ કરનારી છે. તેથી જ મારો દાવો છે કે, મારી પદ્ધતિ વર્ણસંકર કરનારી નહિ પણ વર્ણશુદ્ધિ કરનારી છે. હું કોઈને તેનો સ્વધર્મ કે બાપીકો ધંધો છોડવાનું કહેતો નથી, પણ દરેકના સ્વાભાવિક વ્યવસાયમાં રેંટિયો ચલાવવાનો ઉમેરો કરવા કહું છું. કાઠિયાવાડના રજપૂતો આ વાતથી વાકેફ હતા. તેમણે મને પૂછેલું કે, શું હું તેમને તેમની તલવારો મેલી દેવા કહું છું? મેં તેમને કહ્યું, હરગિજ નહિ. ઊલટું મેં તો એમને એમ કહ્યું કે, જ્યાં સુધી તમે તલવારના બળમાં વિશ્વાસ રાખનારા છો ત્યાં સુધી તમારા દરેકે કદી દગો ન દેનારી તલવાર અવશ્ય બાંધવી. અલબત્ત, મેં એમને એમ પણ કહ્યું કે, મારો આદર્શ ક્ષત્રિય તો એ છે કે જે તલવાર વીંઝયા વગર રક્ષણનું કાર્ય કરે અને જે માર્યા વગર પોતાનું નાક્રું સંભાળતો મરે. તલવાર તો કોઈ ઝૂંટવી પણ લે. પણ ઘા કર્યા વગર ઘા ઝીલીને મરી છૂટનારાનું શૂરાતન કોણ ખૂંચવી શકે?

પણ આ તો બીજી વાત થઈ. ઉપલા પ્રશ્નમાં તો હું એટલું જ કહીશ કે રજપૂતોએ નબળાનું રક્ષણ કરવાનો પોતાનો ધંધો છોડી દેવાનો નથી જ. તેમ બ્રાહ્મણો પણ વિદ્યાદાનનો વ્યવસાય છોડી દે એવું હું માગતો નથી. હું તો

એટલું જ કહું છું કે કાંતવારૂપી યજ્ઞથી તેઓ વધારે સારા વિદ્યાગુરુઓ બનશે. વિનોબા અને બાળકોબાએ કાંતનારા, વણનારા, અને પાયખાનાં સાફ કરનારા બનવાનું પસંદ કરીને પોતાના બ્રાહ્મણત્વને ગૌરવ આપ્યું છે. તેઓ આજે શ્રેષ્ઠતર બ્રાહ્મણ બન્યા છે. તેમનું જ્ઞાન વધુ સંગીન બન્યું છે. બ્રાહ્મણ એ છે કે જેણે ઈશ્વરને ઓળખ્યો. મારા આ બન્ને સાથીઓએ રેંટિયાને અપનાવીને હિંદુસ્તાનનાં લાખો ભૂખ્યાં જોડે જેટલી લાગણી અને જેટલું તાદાત્મ્ય સાધ્યું તેટલા તેઓ આજે ઈશ્વરની વધુ નજીક છે. ઈશ્વરી જ્ઞાન કંઈ ગ્રંથો પઢવાથી નથી આવતું. એ તો પોતાના આત્માના ઊંડાણમાં, ભીતર અનુભવાય છે. પુસ્તકો તો બહુ તો ક્વચિત્ મદદરૂપ થઈ શકે; બાકી ઘણી વાર તો તે ઊલટાં વિઘ્નરૂપ થઈ પડે છે. એક મહા વિદ્વાન બ્રાહ્મણને યથાર્થ ઈશ્વરજ્ઞાન પ્રાપ્ત કરવા એક ધર્મવ્યાધ (ખાટકી ભગત) પાસે જવું પડ્યું હતું!

વળી આ વર્ણાશ્રમ પણ શું છે? એ કંઈ લોખંડી ભીંતોથી ચણી લીધેલું તંત્ર નથી. મારી દૃષ્ટિએ તો એ એક શાસ્ત્રીય સત્યનો સ્વીકાર છે, પછી તે માન્ય કરનારા તેને જાણતા હોય કે ન હોય. બ્રાહ્મણ કંઈ એકલું અધ્યયન–અધ્યાપન કરવા માટે જ છે એમ નથી. એ વૃત્તિ એનામાં પ્રધાન હોય એટલો જ એનો અર્થ છે. દાખલા તરીકે, જે બ્રાહ્મણ શરીરયજ્ઞ (જાતમહેનત) કરવાની ચોખ્ખી ના જ પાડે તેને સૌ કોઈ મૂઢ કહેશે. પ્રાચીન ઋષિઓ વનમાં રહેતા ને હાથે લાકડાં કાપતા, ભારા બાંધી ઘેર ઊંચકી લાવતા, ઢોર ચરાવતા અને શસ્ત્ર પણ ધારણ કરતા. આ બધું છતાં તેમનો પ્રધાન વ્યવસાય ઈશ્વરી સત્યની શોધ એ હતો. તે જ પ્રમાણે વિદ્યાહીન ક્ષત્રિય, પછી તે ચાહે તેવડો તલવારબાજ હોય, તોપણ નકામો ગણાતો. તેમ, પોતાના જીવનને વિષે શ્રેય અને પ્રેયનો વિવેક કરી શકવા પૂરતા અધ્યાત્મજ્ઞાન

વગરનો વૈશ્ય પણ સમાજનું હીર ચૂસી લેનારો રાક્ષસ જ ગણાવો જોઈએ, જેમ આજના જમાનાના વૈશ્યો અસારે બની ગયેલા જોઈએ છીએ, પછી તે પશ્ચિમના હોય કે પૂર્વના. ગીતાની ભાષામાં તો 'માત્ર પોતાની જ ખાતર જીવનારા એવા પાપાત્માઓ આસુરી રૌરવના અધિકારી' છે. રેંટિયો તો ચારે વર્ણને — એકેએક ભારતવાસીને તેના સ્વધર્મ પ્રત્યે જાગૃત કરવાને યોજાયેલ છે. એ વડે દરેક મનુષ્ય પોતપોતાનો સ્વધર્મ અગર ફરજ વધુ સારી રીતે બજાવવા પ્રેરાશે. જ્યારે વહાણ શાંત પાણી ઉપર થઈને ચાલી રહ્યું હોય છે ત્યારે વહાણ ઉપરના માણસો પોતપોતાનાં કામોમાં કલ્લોલ કરતા હોય છે. પણ જ્યારે બેડો વાવાઝોડામાં સપડાઈ હાલકલોળ થવા લાગે અને બૂડવાની અણી પર હોય ત્યારે તો બચાવવાના એકમાત્ર જરૂરી કામ પાછળ જહાજ પરના એકેએક માણસે જીવતોડ મહેનત કરવી રહી.

આપણે એ પણ ન ભૂલીએ કે આખી દુનિયાની જોડે હિન્દુસ્તાન પણ આજે જગદ્વ્યાપી વેપારરૂપી કાળસર્પના જીવલેણ ભરડામાં સપડાયેલું છે. આજે ત્રાજવાંતોળ સિપાઈઓની જાતિ આપણા પર રાજ્ય કરવાનો દાવો કરી રહી છે. એ ભરડામાંથી પોતાને છોડાવવાને સારુ આજે હિંદુસ્તાનને એના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બ્રાહ્મણોની પણ કુલ બુદ્ધિમત્તા ખરચી નાંખવી પડશે. આમ હિંદુસ્તાનના એકેએક બુદ્ધિમાન માણસનું તેમ જ સિપાઈનું સામર્થ્ય આજે હિંદુસ્તાનની વેપારી ભૂખ ભાંગવા પાછળ ખર્ચવું પડશે. અને તેમનો આ ધર્મ તેઓ સાંગોપાંગ બજાવી શકે તે સારુ તેમણે આજે કાંતતાં શીખવાની અને નિયમપૂર્વક કાંતવાની અગત્ય છે.

આ ઉપરાંત, જેમને પ્રામાણિકપણે પોતાનો રોટલો કમાવાની ઇચ્છા છે તેવાઓને પણ આજીવિકાના રોજગાર તરીકે વણાટના ધંધાની ભલામણ કરતાં હું મુદ્દલ ન અચકાઉં.

વળી, જે બધા બ્રાહ્મણો, ક્ષત્રિયો તેમ જ બીજાઓ આજે બાપીકો ધંધો પડચો મેલી ધનની પાછળ ઘેલા થઈ પડચા છે, તેમને પણ વણકરના આ પ્રામાણિક અને નિઃસ્વાર્થી (તેમને સારુ) ધંધાની હું ભેટ કરું છું, અને હાથની સાળ જે અલ્પસ્વલ્પ આપે તેટલાથી સંતુષ્ટ રહેવાના તેમના મૂળ ધર્મ તરફ વળવા નોતરું છું. જેમ આહાર, નિદ્રા ઇત્યાદિ વસ્તુઓ બધી વર્ણોને અને બધા ધર્મોના અનુયાયીઓને સામાન્ય છે, તેમ રેંટિયો પણ, જ્યાં સુધી ભેળાભેળ સ્વાર્થી તૃષ્ણા અને તેને પરિણામે આવતી કંગાલિયત આપણી વચ્ચે ઘર કરી બેઠાં છે, ત્યાં સુધી કશા અપવાદ સિવાય એકેએક વર્ણને, કોમને, અને ધર્મને સામાન્ય થઈ પડવો રહ્યો છે.

આમ મારું કાર્ય વર્ણસંકર કરવાનું — એટલે વધારે ગોટાળો ઉત્પન્ન કરવાનું — નહિ, પણ વર્ણાશ્રમ સ્થાપવાનું — એટલે શુદ્ધિના કાર્યને વધુ સંગીન કરવામાં રહેલું છે.

તા. ૨૦–૭–'૨૪

## ૩. વર્ણાવર્ણનો સળો

નીચેની હકીકતોથી ભરેલો કાગળ મને મૈમનસિંગ જિલ્લા વૈશ્યસભા તરફથી મળેલો :

"બંગાળના હિંદુઓના મુખ્ય બે ભાગલા પડાય : (૧) પાણી ખપે એવા (૨) પાણી ન ખપે એવા. પહેલામાં બ્રાહ્મણ, વૈશ્ય, કાયસ્થ તથા નવશાખાવાળા; બીજામાં વૈશ્યશાહા, સુવર્ણવણિકો (સોની), સૂત્રધારો (સુતાર), જોગી (વણકર), શુંડી (કલાલ), માછી, ભોઈ, ધોપા (ધોબી), મોચી, કાપાલિકો, નામશૂદ્રો ઇત્યાદિ. આમાંના કેટલાકને વસતીગણતરીમાં દલિત વર્ગોમાં ગણાવ્યા છે.

"પહેલામાં પ્રથમ ત્રણ કોમો હિંદુજાતિમાં ધણીરણી છે અને બીજા ભાગલામાં બતાવેલી કોમોનો તિરસ્કાર કરે છે, એટલું જ

નહિ, પણ અનેક રસ્તે તેમને હલાક કરે છે. દેવમંદિરોમાં બંધી, એ વર્ગોના વિદ્યાર્થીઓને બોર્ડિંગોમાં રહેવાની તેમ જ જમવાની તકલીફો, હોટેલો અને હલવાઈઓની દુકાનોમાં હડે હડે, ઇત્યાદિ.

"બંગાળના અસ્પૃશ્યતાનિવારકો યોગ્ય કાર્યપદ્ધતિને અભાવે આગળ વધી શકતા નથી. ૧૯૨૧ની વસતીગણતરી મુજબ બંગાળના હિંદુઓ કુલ ૨,૦૯,૪૦,૦૦૦થી વધુ, જેમાં ૧૭ ટકા બ્રાહ્મણ, ૧૬ ટકા કાયસ્થ, ૧૦ ટકા વૈદ્ય મળી ૨૮ લાખ ૯ હજાર જેટલા થાય.

"હવે પૂર્વ બંગાળ અને સિલહટની વૈશ્યશાહા કોમ જે વેપારમાં સૌથી આગળ પડતી છે તે એકલી જ ૩,૬૦,૦૦૦ એટલે બંગાળના કુલ હિંદુઓના ૩॥ ટકા જેટલી છે. હજારે ૩૪૨ લોક લખી વાંચી જાણે છે, જ્યારે વૈદ્યોમાં ૬૬૨, બ્રાહ્મણોમાં ૪૮૪, કાયસ્થોમાં ૪૧૩, સુવર્ણવણિકોમાં ૩૮૩, અને ગંધર્વવણિકોમાં હજારે ૩૪૪નું પ્રમાણ છે. બીજા બધા આચરણીય (પાણી ખપે એવા) વર્ણોમાં લખી વાંચી જાણનારની સંખ્યાનું પ્રમાણ ઘણું ઓછું છે, અને અનાચરણીય (પાણી ન ખપે એવા)ની તો વાત જ શી કરવી ?

"અમારી કોમ કૉલેજો, હાઈસ્કૂલો, દવાખાનાં, વાવ, પાકા કૂવા વગેરે અનેક સંસ્થાઓ ચલાવે છે, તેમ જ તે ઉપરાંત સખાવતો કરવામાં પણ પાછળ નથી. આચારવિચાર તેમ જ પરોણાગતમાં પણ બીજી કોઈ કોમથી કમ નથી. સ્ત્રીકેળવણીમાં પણ પાછળ નથી. આમ છતાં અમે હિંદુ સમાજની કક્ષા બહાર છીએ; અને અમારા લોક કોઈ પણ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં કદી અળગા રહ્યા નથી છતાં, હજી સુધી કદી અમારા દરજ્જાનો ઘટતો સ્વીકાર કરવાનું હિંદુ કોમને સૂઝ્યું નથી. સામાજિક બંધીઓ અમારે માથે ન હોય તો તો અમે અત્યારના કરતાં કેટલા વધુ ઉપયોગી થઈએ !

"શુંડીઓ (કલાલો)થી અમે સાવ જુદા છીએ પણ એ લોક પણ પોતાને 'શાહા' કહે છે, તેથી સાંકડા હિંદુઓ અમને તેમની જોડે સેળભેળ કરી દે છે. અમે તો પૂરી શોધખોળ કરીને સિદ્ધ કરી આપ્યું છે કે, અમારી કોમ ઉત્તરથી ને પશ્ચિમ હિંદુસ્તાન તરફથી આવેલી છે, અને બ્રાહ્મણધર્મનું ફરી જોર થયું

ત્યારે અમે બૌદ્ધ અસર સંપૂર્ણપણે ખંખેરી નાંખી ન શક્યા તેટલા સારુ હિંદુ સમાજમાં અમને ઘટતી જગ્યા મળી નહિ ને તિરસ્કૃત રહ્યા.”

ઉપરની હકીકતમાં કંઈક અતિશયતા હોવાનો સંભવ છે, પણ ઊંચનીચના ભેદનો સળો હિંદુધર્મના મર્મને કેટલો કોરી ખાઈ રહ્યો છે તે બતાવવાને માટે જ એ મેં આપી છે. એ હકીકત જેમણે મોકલી છે તેમને તેમનાથી જેઓ ઊંચા કહેવાય છે તેઓ ધિક્કારે છે, અને તેમના કરતાં જેઓ વિશેષ તિરસ્કૃત છે તેમનાથી તેઓ પોતાને ઊંચા અને નોખા માને છે. આમ તિરસ્કૃત ‘અસ્પૃશ્યો’માં પણ ઊંચનીચનો એ ભેદ વ્યાપી રહ્યો છે. કચ્છની મુસાફરીમાં મેં જોયું કે, હિંદુસ્તાનના બીજા ભાગની જેમ કચ્છમાં પણ અસ્પૃશ્યોમાં ઊંચા અને નીચા એવા ભેદો છે, અને ઊંચી નાતના અંત્યજ નીચી નાતનાને અડવાની જ ના પાડે છે; એટલું જ નહિ, નીચી નાતના અંત્યજોનાં બાળકો જે નિશાળોમાં જતાં હોય તે નિશાળે પોતાનાં બાળકોને મોકલવાને સાફ ના પાડે છે. આવી સ્થિતિ છે ત્યાં તેમની વચ્ચે રોટીબેટીવહેવાર હોવાની વાત જ શી કરવી? વર્ણભેદનો જે ભયંકર અનર્થ થયો છે તેનો આ નમૂનો છે. અને એક વર્ગ પોતે બીજા વર્ગના કરતાં ઊંચા હોવાનું માનીને જે અભિમાન લે છે તે અભિમાનનો વિરોધ કરવાને ખાતર હું પોતાને ભંગી ગણાવવામાં આનંદ માનું છું. કારણ, મારા જાણવા પ્રમાણે ભંગીથી નીચી નાત એકે નથી. ભંગી જ બિચારો સમાજમાં કોઢિયો છે, જેને સૌ હડે હડે કરે છે, અને છતાં સમાજના આરોગ્યને માટે, એટલે સમાજ જીવંત રહે એટલા માટે, બીજા કોઈ પણ વર્ગ કરતાં વધારે અગત્યનો વર્ગ આ ભંગીનો જ છે.

જેમના તરફથી ઉપરની હકીકત મને આપવામાં આવી

ખેડૂતો, વેપારીઓ, કારીગરો વગેરે સૌનો — સમાવેશ થશે. આ યોજના મનોરાજ્ય જેવી લાગવાનો સંભવ છે. પણ આજે જે સમાજને હું છિન્નભિન્ન થતો જોઈ રહ્યો છું તેના નિરંકુશ સ્વેચ્છાચાર પ્રમાણે જીવવા કરતાં મને મારી કલ્પનાના આ મનોરાજ્યમાં વિહરવું વધારે પસંદ છે. પોતાનાં મનોરાજ્યનો સમાજને હાથે સ્વીકાર ન થાય તોયે તેમાં રહેવાની ને વિહરવાની વ્યક્તિઓને છૂટ છે. દરેક સુધારાની શરૂઆત વ્યક્તિથી જ થયેલી છે. જે સુધારામાં પોતાનો પ્રાણ હતો અને જેને શૂરવીર આત્માનો ટેકો હતો તેને એ સુધારકનો સમાજ સ્વીકાર્યા વિના રહ્યો નથી.

તા. ૨૭–૧૧–'૨૭

# ૯. વર્ણ અને કોમ

એક વિદ્યાર્થી પોતાનું નામ આપીને લખે છે :

"હું જાણું છું કે આપ હિન્દુસ્તાનના કોમી સવાલ વિષે દિવસરાત ઊંડાપણે વિચાર કરી રહ્યા છો, અને આપે જાહેર કર્યું છે કે ગોળમેજી પરિષદની આગામી બેઠકમાં આપ ભાગ લો એને માટેની બે શરતોમાં આ સવાલનો ઉકેલ એ એક છે. આજે નાની કોમોના સવાલનો ઉકેલ મુખ્યત્વે તે તે કોમોના આગેવાનો પર આધાર રાખે છે. પણ તમામ કોમી વિખવાદની જડ ઉખેડી નાખવા માટે એ લોકો કદાચ કંઈ પણ કામચલાઉ સમાધાની પર આવી શકે તોપણ તે પૂરતી નહિ થાય.

તમામ કોમી ભેદનું મૂળ કાપવાને માટે બહુ વધારે ગાઢ સામાજિક સંસર્ગ અનિવાર્ય છે. આજે તો દરેક કોમનું સામાજિક જીવન બીજી બધી નાતજાત અને કોમોના જીવનથી સાવ અસ્પૃષ્ટ જેવું હોય છે. હિંદુમુસલમાનની જ વાત લો. હિંદુઓના મોટા તહેવારો વખતે મુસલમાન બિરાદરો હિંદુઓનો સત્કાર કરતા નથી, અને એ જ પ્રમાણે મુસલમાનોના તહેવારોને વિષે. આને પરિણામે જે કોમી એકલપેટાપણાની લાગણી પેદા થાય છે તે દેશના હિતને બહુ જ હાનિકારક છે.

બીજું પગલું કેટલાક લોકોએ સૂચવેલું છે તે કોમકોમ વચ્ચેનો લગ્નસંબંધ. પણ આપની માન્યતાઓ હું જાણું છું તે પ્રમાણે તો, આપ

નાતજાતને વિષે દૃઢ આસ્થા ધરાવો છો; એટલે એનો અર્થ એ થયો કે આપને મતે તો કોમકોમ વચ્ચેનાં લગ્ન એ લાંબે કાળે હિંદીઓને આપત્તિરૂપ નીવડવાનાં. જ્યાં સુધી આ બે કોમો વચ્ચે કંઈ પણ જુદાઈ રહેશે ત્યાં સુધી કોમી ભેદોને પૂરેપૂરા ભૂંસી નાખવા એ બહુ કઠણ કામ છે.

'નવીન ભારત'ના ધર્મરાજ્યમાં જુદી જુદી કોમો વચ્ચે આપની માન્યતાઓ અનુસાર આપ કેવા સંબંધની કલ્પના કરો છો? જુદી જુદી કોમો આજની જેમ સામાજિક વ્યવહારમાં અલગ જ રહેશે? હું માનું છું કે, આ સવાલના ઉકેલ પર હિંદી રાષ્ટ્રના ભાવિ કલ્યાણનો આધાર રહેલો છે.

એક વાત વધારે. આપણે જો નાતજાતને માનીએ તો 'અસ્પૃશ્ય' કહેવાતા લોકોની સ્થિતિ બહુ નાજુક થઈ જાય છે. આપણે જો 'અસ્પૃશ્યો'નો ઉદ્ધાર કરવો હોય તો આપણાથી નાતોનાં બંધનો ચાલુ રાખી શકાય જ નહિ. નાત અને ધર્મના ભેદ જે અળગાપણાનું વાતાવરણ ઉત્પન્ન કરે છે તે વિશ્વબંધુત્વની વૃદ્ધિની દૃષ્ટિએ શાપરૂપ છે. નાતજાતની વ્યવસ્થા ઊંચાપણાની ખોટી લાગણી પેદા કરે છે, જેમાંથી બૂરાં પરિણામો નીપજે છે. ત્યારે, આ જૂનાં નાતજાતનાં બંધનો વિશેની પોતાની શ્રદ્ધા યોગ્ય છે એમ કઈ રીતે બતાવી શકાય?

આ પ્રશ્નો મારા મગજમાં મહિનાઓ થયાં ઘોળાયાં કરે છે, અને હું આપનું દૃષ્ટિબિંદુ સમજી શક્યો નથી. આ પ્રશ્નોનો ઉકેલ આણવા માટે હું આપને વિનંતિ કરું છું કે આપ મારી મુશ્કેલી દૂર કરો.

હું અલાહાબાદ યુનિવર્સિટીમાં બી. એ.ના વર્ગનો વિદ્યાર્થી છું. ગમે તેમ કરીને હિંદુમુસલમાન વચ્ચે ભાઈચારાની લાગણી પેદા કરવાની મારી આતુરતા છે. પણ મારી સામેની મુશ્કેલીઓ ખરેખર ઘણી જ છે. એમાંની એક નાતજાત વિશેની છે તે મેં આપની આગળ રજૂ કરી છે. બીજી માંસાહાર વિષે છે. મુસલમાનના જે ભોજનમાં માંસ પીરસવામાં આવે તેમાં હું કેમ ભાગ લઈ શકું? મને દોરી શકે એવું આપનાથી સારું બીજું કોઈ નથી, તેથી આ પત્ર દ્વારા હું આપની પાસે ઉપસ્થિત થાઉં છું."

હિંદુ અને મુસલમાન એક બીજાના તહેવારોને દિવસે અન્યોન્ય સત્કાર કરતા નથી એમ કહેવું પૂરેપૂરું સાચું નથી. પણ એવા સત્કારની આપલે ઘણા જ વધારે પ્રસંગે અને વધારે બહોળા પ્રમાણમાં થાય એમ તો જરૂર ઇચ્છીએ.

નાતજાતને વિષે મેં ઘણી વાર કહ્યું છે કે આજના અર્થમાં નાતજાતને હું માનતો નથી. એ 'અદકેરું અંગ' છે અને પ્રગતિમાં વિઘ્નરૂપ છે. તે જ પ્રમાણે હું મનુષ્ય મનુષ્ય વચ્ચેની અસમાનતાઓને પણ માનતો નથી. આપણે સૌ સંપૂર્ણતાએ સમાન છીએ. પણ સમાનતા આત્માઓની છે, શરીરોની નહિ. તેથી તે માનસિક અવસ્થા છે. સમાનતાનો વિચાર કરવાની ને તે ભારપૂર્વક જાહેર કરવાની જરૂર પડે છે, કેમકે આ ભૌતિક જગતમાં આપણે ભારે અસમાનતાઓ જોઈએ છીએ. આ બાહ્ય અસમાનતાના આભાસમાં આપણે સમાનતા સાધવાની છે. કોઈ પણ માણસ બીજા કોઈના કરતાં પોતાને ઊંચો માને એ ઈશ્વર તેમ જ મનુષ્ય સામે પાપ છે. આમ નાતજાત એ જેટલે દરજ્જે દરજ્જાના ભેદ સૂચવે છે તેટલે અંશે બૂરી વસ્તુ છે.

પણ વર્ણમાં હું અવશ્ય માનું છું. વર્ણની રચના વંશપરંપરાગત ધંધાઓના પાયા પર છે. મનુષ્યના ચાર સાર્વત્રિક ધંધા — જ્ઞાનદાન, આર્તત્રાણ, કૃષિ તથા વાણિજ્ય, અને શારીરિક શ્રમ દ્વારા સેવા — ને પહોંચી વળવા માટે વર્ણો ચાર નિર્મેલા છે. આ ધંધા આખી માનવજાતિને સમાન છે, પણ હિંદુધર્મે તેને જીવનધર્મ તરીકે સ્વીકારીને તેનો ઉપયોગ સામાજિક સંબંધ અને આચારના નિયમન માટે કરેલો છે. ગુરુત્વાકર્ષણનું અસ્તિત્વ આપણે જાણીએ કે નહિ તોપણ આપણા સૌ પર તેની અસર થાય છે. પણ વૈજ્ઞાનિકો જેઓ આ નિયમને જાણે છે તેમણે તેમાંથી જગતને ચોંકાવે એવાં પરિણામો નિપજાવ્યાં છે. તે જ પ્રમાણે હિંદુધર્મે વર્ણધર્મની શોધ અને તેનો પ્રયોગ કરીને જગતને ચોંકાવ્યું છે. જ્યારે હિંદુઓ જડતાના ભોગ થઈ પડ્યા ત્યારે, વર્ણના દુરુપયોગને પરિણામે, અગણિત નાતો પડી અને રોટીબેટીવહેવારનાં બિનજરૂરી અને હાનિકારક બંધનો પેદા થયાં. વર્ણધર્મને આ બંધનો સાથે કશો સંબંધ નથી. જુદા જુદા વર્ણના લોકો માંહોમાંહે રોટીબેટીવહેવાર રાખી શકે છે. શિયળ અને

આરોગ્યને અર્થે આ બંધનો જરૂરનાં હોય. પણ જો બ્રાહ્મણ શૂદ્ર બાળાને અથવા જે શૂદ્ર બ્રાહ્મણ બાળાને પરણે તે વર્ણધર્મનો લોપ નથી કરતો.

પોતાના ધર્મની બહાર પરણવું એ જુદો જ સવાલ છે. એમાં પણ જ્યાં સુધી સ્ત્રીપુરુષ દરેકને પોતપોતાનો ધર્મ પાળવાની છૂટ હોય ત્યાં સુધી એવા વિવાહસંબંધમાં હું નૈતિક દૃષ્ટિએ કશો વાંધો જોતો નથી. પણ હું નથી માનતો કે એવા વિવાહસંબંધોને પરિણામે શાંતિ સ્થપાય. શાંતિ સ્થપાયા પછી તે બંધાય ખરા. હિંદુમુસલમાનનાં દિલ જ્યાં સુધી ઊંચાં છે ત્યાં સુધી હિંદુમુસલમાન વિવાહસંબંધોની હિમાયત કરવાના પ્રયત્નને પરિણામે હું આપત્તિ સિવાય બીજું કશું જોતો નથી. એવા સંબંધો અપવાદરૂપ સંજોગોમાં સુખદાયી નીવડે, એ તેને સાર્વત્રિક બનાવવાની હિમાયત કરવા માટે કારણરૂપ ન જ ગણાય. હિંદુમુસલમાન વચ્ચે ભાણાવહેવાર તો અત્યારે પણ મોટા પ્રમાણમાં ચાલે છે. પણ એથી પણ શાંતિમાં વધારો તો નથી જ થયો. મારી એ દૃઢ પ્રતીતિ છે કે રોટીબેટીવહેવારને કોમી એકતા જોડે કશી લેવાદેવા નથી. કલહનાં કારણ તો આર્થિક અને રાજકીય છે, અને તે જ તો દૂર કરવાનાં છે. યુરોપમાં રોટીબેટીવહેવાર છે, છતાં યુરોપિયનો માંહોમાંહે જેવા લડી મર્યા છે તેવા તો આપણે હિંદુમુસલમાન ઇતિહાસમાં કદી લડ્યા નથી. આપણા જનસમૂહો તો તટસ્થ જ રહેલા છે.

‘અસ્પૃશ્યો’ એ એક જુદો વર્ગ છે — હિંદુધર્મને કપાળે ચોંટેલું કલંક છે. નાતો એ વિઘ્નરૂપ છે, પાપરૂપ નથી. અસ્પૃશ્યતા એ તો પાપ છે, ભયંકર અપરાધ છે, અને હિંદુધર્મ જો એ મહાસર્પને વેળાસર મારી નહિ નાખે તો તે હિંદુધર્મને ખાઈ જશે. ‘અસ્પૃશ્યો’ હવે હિંદુધર્મની બહાર ન જ ગણાવા જોઈએ. તેઓ હિંદુસમાજના પ્રતિષ્ઠિત સભ્યો ગણાવા જોઈએ, અને તેમના ધંધા પ્રમાણે તેઓ જે વર્ણને લાયક હોય તે વર્ણના તેઓ મનાવા જોઈએ.

વર્ણની મેં કરેલી વ્યાખ્યા પ્રમાણે તો આજે હિંદુધર્મમાં વર્ણધર્મનું પાલન થતું જ નથી. બ્રાહ્મણ નામ ધરાવનારાએ વિદ્યા ભણાવવી છોડી દીધી છે. તેઓ બીજા વિવિધ ધંધા કરતા થયા છે. એ જ વાત ઓછીવત્તી બીજા વર્ણોને વિષે પણ સાચી છે. વસ્તુતઃ પરદેશી ધૂંસરી તળે હોઈ આપણે બધા ગુલામો છીએ, અને તેથી શૂદ્ર કરતાંયે હલકા — પશ્ચિમના અસ્પૃશ્યો છીએ.

આ પત્રલેખક અન્નાહારી હોઈ માંસાહારી મુસલમાનની સાથે જમવા મનને મનાવવામાં મુશ્કેલી જુએ છે. પણ તે યાદ રાખે કે માંસાહાર કરનારાઓ તો મુસલમાન કરતાં હિંદુઓ વધારે છે. અન્નાહારીને જ્યાં સુધી ખાવામાં બાધ ન આવે એવો અને સ્વચ્છપણે રાંધેલો ખોરાક પીરસાય ત્યાં સુધી તેને હિંદુ અથવા બીજા માંસાહારીઓની સાથે બેસીને જમવાની છૂટ છે. ફળ અને દૂધ તો તેને જ્યાં જાય ત્યાં હમેશાં મળી રહેશે.

તા. ૭–૬–'૩૧

# ૧૦. વર્ણધર્મ

"ઊંચનીચભાવ ઉડાવી દેવો, નાની જ્ઞાતિઓ ઉડાવી દેવી, ભોજનવ્યવહાર ગમે તે વર્ગ સાથે થાય તેથી આભડછેટ ન માનવી, અને વર્ણાંતર લગ્નનો પણ અવકાશ રાખવો, છતાં કહેવું કે વર્ણવ્યવસ્થા આપણે તોડવા નથી માગતા, આપણે વર્ણવ્યવસ્થા કેળવવા ને સુધારવા ઇચ્છીએ છીએ, એનો અર્થ શો?

"એ જ પ્રશ્નનો પેટાપ્રશ્ન આ છે: બ્રાહ્મણ અને વૈશ્ય પરસ્પર લગ્ન કરી શકે એને તમે અધર્મ ન માનો, તો બ્રાહ્મણ અને શૂદ્ર વિષે પણ એ જ ન્યાય રાખોને? એ દશામાં હરિજનના મુખિયાઓ ઉચ્ચ વર્ણને કહે કે, 'જ્યારે તમે તમારી છોકરીઓ અમને આપો ત્યારે જ અમો માનીએ કે તમે હવે અમને સમાન ગણો છો' આપ વર્ણવ્યવસ્થા તોડવા નથી માગતા એમ કહેવાથી વિશ્વાસ નથી બેસતો. ભોજનવ્યવહાર અને લગ્નવ્યવહારને કઈ મર્યાદામાં આપ મૂકો છો એ સ્પષ્ટ જાણવું છે."

ઉપર પ્રમાણે એક હરિજનસેવક પ્રશ્ન કરે છે. મારું વચન નથી સમજાતું, કેમકે જેને આપણે આજે વર્ણવ્યવસ્થા માનીએ છીએ તેને હું માનતો નથી. આજની વર્ણવ્યવસ્થાનો અર્થ આભડછેટ અને રોટીબેટીવહેવારનો પ્રતિબંધ. આજની આભડછેટને હું અખાની ભાષામાં 'અદકેરું અંગ' માનું છું, ત્યાજ્ય માનું છું. રોટીબેટીના પ્રતિબંધને વર્ણના અંગ તરીકે માનવાને સારુ રૂઢિ ઉપરાંત કોઈ શાસ્ત્રનો આધાર નથી.

એથી ઊલટું, વર્ણને આજીવિકાના ધંધાની સાથે નિકટનો સંબંધ છે. સૌનો ધંધો તેનો સ્વધર્મ છે. તેને જે છોડે છે તે વર્ણભ્રષ્ટ થાય છે ને તેનો પોતાનો નાશ થાય છે, એટલે તેનો આત્મા હણાય છે. એ મનુષ્ય વર્ણનો સંકર કરે છે ને તેથી સમાજને હાનિ પહોંચે છે, સમાજની વ્યવસ્થા તૂટે છે. જ્યારે બધા પોતપોતાના વર્ણને છોડે ત્યારે સમાજની કુવ્યવસ્થા વધે છે, અંધાધૂંધી વર્તે છે, ને સમાજ નાશ પામે છે. બ્રાહ્મણવર્ણ વિદ્યા આપવાનું કામ છોડે એટલે તેનું પતન થયું. ક્ષત્રિય પ્રજાની રક્ષાનું કામ છોડે એટલે તે વર્ણભ્રષ્ટ થયો. વૈશ્ય દ્રવ્યોપાર્જન છોડે એટલે વર્ણભ્રષ્ટ થયો. શૂદ્ર સેવા છોડે એટલે તેનું પતન થયું. સૌ પોત-પોતાના સ્વધર્મમાં રત રહીને સરખા રહે છે. સ્વધર્મ છોડે છે તેનું પતન થાય છે. સ્વધર્મ છોડનાર બ્રાહ્મણ કરતાં સ્વધર્મનું પાલન કરનાર શૂદ્ર સારો છે.

આ વર્ણમાં અધિકારને અવકાશ નથી. એ કેવળ ધર્મ છે, ફરજ છે. જ્યાં ફરજની વાત છે ત્યાં ઊંચનીચ ભાવને અવકાશ જ નથી.

આજે વર્ણધર્મનો લોપ જોવામાં આવે છે. એક વર્ણ પણ સ્વધર્મ છોડે તો વર્ણનો લોપ થાય છે. આજ તો બ્રાહ્મણે બ્રાહ્મણત્વ, ક્ષત્રિયે ક્ષત્રિયત્વ, અને વૈશ્યે વૈશ્યત્વ છોડયું છે. કોઈ શંકા કરે કે, દ્રવ્યોપાર્જન તો સૌ કરવા મથે છે, એટલે વૈશ્યત્વ રહ્યું છે એમ ગણવામાં શો દોષ? પણ એમ કહેવું

બરોબર નથી. આજના વૈશ્યો પોતાને જ સારુ દ્રવ્ય ઉત્પન્ન કરે છે, તેથી તે, ગીતાની ભાષામાં, ચોર ગણાય. વૈશ્યનો ધર્મ દ્રવ્ય ઉત્પન્ન કરી, પોતાની આજીવિકા પૂરતું તેમાંથી લઈ, બાકીનું સમાજને સારુ વાપરવાનો છે. એવો વૈશ્યધર્મ પાળનાર કોઈ ભાગ્યે જ જોવામાં આવે છે. તેથી વૈશ્યવર્ણનો પણ લોપ જ થયો છે.

હવે બાકીમાં રહી જાય છે શૂદ્રધર્મ. એનું પાલન કરનાર કેટલા શૂદ્ર નીકળશે ? અનિચ્છાએ કરેલી મજૂરી સેવા નથી. ધર્મમાં બળાત્કારને સ્થાન ન હોય. સ્વેચ્છાએ ધર્મ સમજીને સમાજની ઉન્નતિને સારુ કરેલી મજૂરી જ સેવા કહેવાય. એટલે, વર્ણધર્મનો સર્વથા નાશ થયો છે એમ દુઃખપૂર્વક કબૂલ કર્યે છૂટકો છે. શૂદ્રની વ્યાખ્યા મજૂરની કરીને વ્યાખ્યાતાએ તેનું અપમાન કર્યું છે ને હિંદુધર્મને હાનિ પહોંચાડી છે.

પણ વર્ણધર્મ હિંદુની રગે રગે વ્યાપેલો છે. વગરસમજ્યે તેણે ભલે તેનો સંબંધ રોટીબેટીવ્યવહાર સાથે ને આભડછેટ સાથે જોડ્યો. વર્ણધર્મની કલ્પના વિના હિંદુને ચેન નહિ પડે. તેથી તેનો પુનરુદ્ધાર સંભવિત છે. તપ વિના ધર્મજાગૃતિ કે તેનો ઉદ્ધાર અસંભવિત છે. તપ એ જ એક મહાન શક્તિ છે કે જે વડે ધર્મ રક્ષાય, તેનું સંસ્થાપન થાય. જ્ઞાનશૂન્ય તપ તે તપ નથી પણ માત્ર શરીરક્લેશ છે. તપ અને જ્ઞાનનું મિશ્રણ તો બ્રાહ્મણધર્મમાં જ સંભવે. જે બ્રહ્મજ્ઞાન મેળવવાનો પરિશ્રમ કરે તે બ્રાહ્મણ થવા યોગ્ય છે. એ પ્રયત્ન આજ થશે તો કોઈક દિવસ પણ હિંદુધર્મનો એટલે વર્ણધર્મનો ઉદ્ધાર થશે. સદ્‌ભાગ્યે આજે એ પ્રયત્ન કરનારો એક નાનકડો વર્ગ મોજૂદ છે. તેથી મારી અચલિત શ્રદ્ધા છે કે હિંદુધર્મ — શુદ્ધ સનાતન ધર્મ — પાછો પોતાનું તેજ પ્રગટ કરી જગતને કલ્યાણનો માર્ગ બતાવશે.

મારો હિંદુધર્મ સર્વવ્યાપક છે. તે કોઈ ધર્મનો દ્વેષ નથી કરતો, કોઈની અવગણના નથી કરતો. ધર્મો એકબીજામાં ઓતપ્રોત

છે. સૌમાં કંઈક વિશેષતા જોવામાં આવશે. પણ એક ધર્મ બીજાના કરતાં ચડિયાતો નથી. બધા ધર્મ એકબીજાની પૂરણી કરે છે. આવી મારી માન્યતા હોવાથી કોઈ ધર્મની વિશેષતા બીજાની પ્રતિકૂલ ન હોય, જગતના સર્વમાન્ય સિદ્ધાંતોની વિરોધી ન હોય. તે દૃષ્ટિએ વર્ણધર્મને તપાસતાં તેનો મેં કર્યો છે એ જ અર્થ નીકળી શકે છે. અને હિંદુધર્મી એક વેળા તેનું સ્વેચ્છાએ પાલન કરતા હતા એમ ઇતિહાસ સૂચવે છે.

આ વર્ણધર્મનું પાલન ફરી સંભવિત કરવા સારુ સૌએ સ્વેચ્છાએ શૂદ્રધર્મ સ્વીકારવાની આવશ્યકતા છે. શૂદ્ર મુખ્યત્વે શારીરિક શ્રમ વડે સેવા કરે છે. આ ધર્મ સૌને સુલભ છે. તેથી એ જ બધાંને સારુ શક્ય છે. વળી આજે શૂદ્રને વિષે નીચતાનો ભાવ રહ્યો છે. બધા પોતાને શૂદ્ર ગણાવે તેથી ઊંચનીચભાવ જતો રહે છે.

કોઈ કહેશે, 'જો સૌ પોતાને શૂદ્ર ગણાવે તો હરિજન કેમ નહિ?' હું આ આગ્રહનો વિરોધ મુદ્દલ ન કરું. પણ ધર્મમાં વર્ણ પાંચ નથી, અને અસ્પૃશ્યતાનો તો નાશ થઈ રહ્યો છે, તેથી 'શૂદ્ર' શબ્દ વાપરું છું. માલવીયજી મહારાજના અધ્યક્ષપણા નીચે, હિંદુ જાતિને નામે, મુંબઈમાં થયેલી પ્રતિજ્ઞા* પછી, જન્મની અસ્પૃશ્યતાને હિંદુધર્મમાં સ્થાન નથી રહ્યું. તેથી વર્ણધર્મના પુનરુદ્ધારને સમયે હરિજનમાં સૌની ગણતરી કરવાની વાત અસ્થાને ગણાય. હરિજન અને બીજા સૌ શૂદ્ર થઈ રહીએ તો સહેજે સૌ હરિના જન થઈએ.

પણ બધા સમજપૂર્વક સેવાધર્મ પાળતા થઈ જાય ને પોતાને શૂદ્ર ગણાવતા થઈ જાય પછી કોઈ બ્રહ્મવિદ્યા નહિ શીખે એવું તો નહિ જ હોય. પોતપોતાની ઇચ્છાશક્તિ પ્રમાણે કોઈ બ્રહ્મવિદ્યા શીખશે ને શીખવશે, કોઈ પ્રજાપાલન કરશે, કોઈ દ્રવ્યોપાર્જન

* જુઓ, પુસ્તકને અંતે પરિશિષ્ટમાં.

કરશે. સૌની રહેણી લગભગ એક હશે. એક કરોડપતિને બીજા ભિખારી એવી સ્થિતિ નહિ રહે. વૈશ્યનું દ્રવ્ય પ્રજાનું ગણાશે. આ ત્રણે શક્તિનો ઉપયોગ કેવળ સમાજસેવાને અર્થે થશે. સૌ શૂદ્ર જ ગણાશે, એટલે ઊંચનીચતાનો ભાવ નહિ હોય. આમાંથી એની મેળે વર્ણધર્મનો પુનરુદ્ધાર થશે.

વર્ણધર્મમાં પરંપરાને અવકાશ છે જ. તે વિના સુવ્યવસ્થા સંભવતી નથી. એટલે વિદ્યા શીખવનારની પ્રજા તે જ ધર્મનું પાલન કરશે. બધા એકાએક બ્રહ્મજ્ઞાની નથી જ થઈ શકતા. થાય તો કંઈ હરકત નથી. અને બ્રહ્મજ્ઞાની થવું એટલે સેવાની પરાકાષ્ઠાએ પહોંચવું. તેમાં અભિમાન કે સ્વાર્થની ગંધ સરખી ન હોય. અને જો આવા બ્રહ્મજ્ઞાનીનો પાક ઠીક પ્રમાણમાં ઊતરે તો ને ત્યારે પાછી વર્ણવ્યવસ્થા સ્થપાય.

હવે રોટીબેટીવ્યવહાર વિષે બે બોલ.

ઉપરનો ભાગ જે બરોબર સમજ્યા હશે તેને સારુ તો ખરું જોતાં બીજું લખવાપણું નથી રહેતું. કોઈ કોઈની સાથે રોટી ખાવા બંધાયેલ નથી, પોતાની દીકરી ગમે તેને દેવા બંધાયેલ નથી. તેથી સ્વાભાવિક રીતે સૌ પોતાના જ જેવા રીતરિવાજ અને ટેવોવાળાની સાથે રોટીબેટીવ્યવહાર રાખશે. મેં અત્યારે એક જ વર્ણની કલ્પના કરી છે, અને હરિજન તેનાથી બહાર નથી; એટલે અનુકૂળતા પ્રમાણે સૌ પોતાના સંબંધો શોધી લેશે અને પોતાના આત્માને સંતોષ રહે ત્યાં ખાશે બેસશે, એટલું જ કહેવું બસ છે. આભડછેટ ગયા પછી આ સંબંધે વધારે કહેવાકરવાપણું હોય નહિ.

છેવટમાં ઘણી વાર કહેવાયેલું ફરી કહી જાઉં. આ વર્ણ-વ્યવસ્થાના પ્રશ્નને અસ્પૃશ્યતાનિવારણ સાથે સીધો સંબંધ નથી. અસ્પૃશ્યતાનિવારણ હિંદુમાત્રનો પરમ ધર્મ છે. તેને સારુ હરિજન-સેવાસંઘની હસ્તી છે. તેણે તેના ક્ષેત્રની મર્યાદા બાંધી છે. તે મર્યાદા બાંધવામાં મારો મુખ્ય હાથ છે

વર્ણધર્મના વિચાર અત્યારે તો મારા અંગત વિચાર છે. તેનો જે સ્વીકાર ન કરે તે પણ અસ્પૃશ્યતાનું નિવારણ કરવા ન ચૂકે. હું તેમાં મુખ્યપણે ભાગ લઉં છું તેથી કોઈએ ભડકી જવાની આવશ્યકતા નથી. વર્ણવ્યવસ્થાના મારા વિચારો હિંદુ જાતિ કબૂલ નહિ કરે તો તે મારી પાસે જ રહી જશે. હું એનો સ્વીકાર બળાત્કારે નહિ કરાવી શકું, કરાવવાની ઇચ્છાયે નથી. એ વિચાર હિંદુધર્મનો વિરોધી હશે તો હું હિંદુ જાતિમાંથી કરડું મગની જેમ નીકળી જઈશ. અસ્પૃશ્યતાનું નિવારણ કરવાની પ્રતિજ્ઞાનું પાલન તો બધા હિંદુનો સામાન્ય ધર્મ છે. મારા એકે વિચારને છુપાવીને હું દગો દેવા નથી ઇચ્છતો. વર્ણવ્યવસ્થાનો પ્રશ્ન અસ્પૃશ્યતાની સાથે આડકતરો સંબંધ રાખે છે, તેથી તે વિષેના મારા વિચારો સાથીઓ અને બીજા જાણવા ઇચ્છે એ સમજી શકાય તેવું છે. તેથી જ એ વિચારો મારે ખીલવવા પડે છે. પણ એ વિચારોથી કોઈએ વિમાસણમાં પડવાનું કે મૂંઝાવાનું લવલેશ કારણ નથી. ધર્મના પ્રશ્નમાં વ્યક્તિઓ કંઈ જ નથી. તેઓ આવશે ને જશે. ધર્મ સનાતન છે. તે ચાલ્યાં જ કરશે. તેને વિષે સદાય અનેક કલ્પનાઓ થઈ છે, હજુ થયાં કરશે. જેમ ઈશ્વરના ગુણો અનંત છે તેમ ધર્મની મર્યાદા અનંત છે. તેને સર્વ પ્રકારે કોઈએ જાણ્યો નથી. સૌ જેવો તેને જાણે તેટલું તેનું પાલન કરે, એટલે ધર્મનું ગાડું આગળ ચાલ્યાં જ કરશે. આટલું જાણી મને બાદ કરીને જ સૌ ધર્મનું સંશોધન પોતપોતાને સારુ કરે. એ સંશોધન કરવાની શરતો જગજાહેર છે. તેનું પાલન કરશે તે જ ધર્મને કંઈક અંશે જાણશે. બધાં જ્ઞાનની પાછળ તેને મેળવવાના નિયમો રહ્યા છે. તેમાં પરિશ્રમ રહેલ છે. ધર્મના સંશોધનને સારુ સૌથી વધારે પરિશ્રમની આવશ્યકતા છે. અને તેથી તેના સંશોધનના આરંભમાં જ યમનિયમનું પાલન અનુભવીઓએ સૂચવ્યું છે.

'હરિજનબંધુ', તા. ૧૯–૩–'૩૩

## ૧૧. આજે એક જ વર્ણ

(‘પત્રવ્યવહારમાંથી’ એક પ્રશ્ન)

“એક સાથીએ પૂછ્યું, તમે વર્ણધર્મને રાખવા માગો છો એમ કહો છો, છતાં આપણે બધા શૂદ્ર છીએ, અને એક જ વર્ણ છે એમ કેમ કહો છો? વળી આપણે તો આજે શૂદ્ર કહેવાવાને પણ લાયક નથી તેનું શું?”

ઉ૦ આજે જો આપણે બધા હિંદુઓના વર્ણ પ્રમાણે વાડા પાડવા જ હોય તો તો એક શૂદ્ર વર્ણ સિવાય બીજો એકે વર્ણ નથી. અને એ વસ્તુસ્થિતિ કબૂલ કરવામાં હિંદુ જાતિનું શ્રેય રહેલું છે. એટલું કબૂલ કરીએ એટલે ઊંચનીચ વર્ણના ભેદો આપોઆપ ટળી જશે. આ પછી કોઈ બ્રહ્મવિદ્યા કે બીજી વિદ્યા મેળવવાનો પ્રયત્ન ન કરે એમ નથી; પણ એનો અર્થ એટલો તો ખરો જ કે સૌ જાતમહેનતથી, હાથપગની મહેનત કરીને રોટલો મેળવશે અને પોતાની બીજી શક્તિઓનો ઉપયોગ જનસમાજની સેવા અર્થે કરશે. આ પ્રકારનો વર્ણધર્મ આચરાયેલો આપણે જોયો નથી એ વાત સાચી; પણ હિંદુધર્મના સતયુગમાં એનું આચરણ થયું હશે એ વિષે મને શંકા નથી.

‘હરિજનબંધુ’, તા. ૨૬–૩–’૩૩

## ૧૨. વર્ણવ્યવસ્થાનું રહસ્ય

વર્ણવ્યવસ્થા વિષેનો મારો લેખ વાંચીને એક વિદ્યાર્થી લખે છે:

“આપ જન્મસિદ્ધ વર્ણમાં માનો છો? શું આપનું એવું કહેવું છે કે, બ્રાહ્મણને ઘેર જન્મેલા મનુષ્યનું કર્મ બ્રાહ્મણનું જ હશે, અને તે જ રીતે ભંગીને ઘેર પેદા થયેલા માણસનું કર્મ ભંગીનું જ રહેશે? આનો અર્થ તો એ થયો કે જન્મનો ભંગી વેદશાસ્ત્રનું અધ્યયન નહીં

કરી શકે અને વેદશાસ્ત્રોમાં પારંગત હોઈને પણ બ્રાહ્મણપદ નહિ પ્રાપ્ત કરી શકે. આપના કહેવા પ્રમાણે તો પ્રત્યેક પ્રાણી જન્મથી જ એવું બંધન લઈને જન્મે છે કે એ બંધનમાં જ અમુક કર્મ કરીને એણે સંતુષ્ટ રહેવું જોઈએ, અને એમાં જ એણે મોક્ષપ્રાપ્તિનો પ્રયત્ન કરવો રહ્યો. આ સિદ્ધાંતનું પોષણ વ્યક્તિવાદની હત્યા કરવા બરાબર છે, તથા વ્યક્તિના કાર્યસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્યને છીનવી લે છે.

"માનવી દુર્બળતાઓથી પૂર્ણ આ સંસારમાં જાણીબૂજીને વર્ણ-વિભાગ રાખવાથી સમય જતાં જાતિભેદના દોષ અવશ્ય આવી જવાના. આજકાલના શિક્ષણ અનુસાર તો પ્રત્યેક વ્યક્તિને કર્મ અને વિચારની સ્વતંત્રતા હોવી જોઈએ. વ્યક્તિગત સ્વતંત્રતાનો આ જ મૂલમંત્ર છે. પ્રત્યેક વ્યક્તિને સંસારમાં સેવા અથવા કર્તવ્યને નિમિત્તે પોતાની ઇચ્છાનુસાર કોઈ પણ સુકર્મ કરવા દેવામાં સમાજ, ધર્મ અથવા કોઈ વ્યક્તિને શો વાંધો હોવો જોઈએ ? પ્રત્યેક જીવને — પછી એનો જન્મ ગમે ત્યાં કેમ ન થયો હોય ? — જન્મસિદ્ધ અધિકાર છે કે તે જ્ઞાન, શક્તિ, ધન અથવા સેવામાંથી કોઈ પણ એક અથવા ચારેને લઈને સાધે. જીવનની પૂર્ણતાને માટે ચારે આવશ્યક છે. આ જીવનની પૂર્ણતાને સમજવી અને તેને અનુસરીને કર્તવ્ય કરવું એમાં જ ધર્મની સાચી સેવા છે. આપ આ બાબતમાં આપના વિચાર વધારે સ્પષ્ટ કરો તો સારું."

હા; હું જન્મસિદ્ધ વર્ણવિભાગમાં માનું છું. જો એમ ન હોત તો વર્ણવ્યવસ્થામાં જરાય અર્થ ન હોત. તો વર્ણવ્યવસ્થાનો કશો ઉપયોગ જ ન રહેત, કેવળ શબ્દજાળ રહી જાત.

વર્ણવિભાગ કોઈ મનુષ્યકૃત યોજના નથી. એનું મૂળ કુદરતના કહો કે ઈશ્વરના કાનૂનમાં છે. કાનૂનનું પાલન કરવું ન કરવું મનુષ્યના હાથમાં છે. આ જ કારણથી મનુષ્યના વ્યક્તિત્વને કશી હાનિ પહોંચતી નથી. અગ્નિ કહે છે કે મારો સ્પર્શ કરશો તો દાઝશો. આપણે અગ્નિની વાત ન સાંભળીએ અને વ્યક્તિ-સ્વાતંત્ર્ય સિદ્ધ કરવાને માટે અગ્નિને હાથમાં લઈએ તો આપણે ખચીત દાઝીશું. એવી જ રીતે વર્ણવ્યવસ્થાના નિયમની વાત છે. ઋષિમુનિઓએ તપશ્ચર્યા કરીને પોતાના ધ્યાનમાં જોયું

કે વર્ણવિભાગ સમાજના વિકાસને માટે આવશ્યક છે, અને એમ કરીને તેમણે વિભાગ કર્યા. એનું પાલન કરવું ન કરવું આપણી ઇચ્છાની વાત છે. ન કરીએ તો કોઈ બાંધી મારવાનું નથી, પણ કુદરતી સજા થશે તેને કોણ રોકી શકશે? અથવા એને સજા શા સારુ કહીએ? વર્ણવિભાગના નિયમોનું પાલન ન કરવાનું કુદરતી પરિણામ હોય તેને કોણ રોકી શકે? એટલે વર્ણવિભાગથી વ્યક્તિત્વની હાનિ નથી થઈ શકતી.

પણ જન્મસિદ્ધ વર્ણ કેમ? એ કાંઈ મારા ખીસામાંથી કાઢેલી વાત નથી. વર્ણવિભાગના મૂળમાં જ જન્મ છે. બ્રાહ્મણની સંજ્ઞામાં બ્રાહ્મણત્વ છે અને તે પોતાની પ્રજાને બ્રાહ્મણત્વને માટે તૈયાર કરશે. એવી જ રીતે શૂદ્રનું પણ છે. શૂદ્ર પોતાના છોકરાને શૂદ્રત્વને માટે તૈયાર કરશે. આની મતલબ એ નથી કે શૂદ્ર જ્ઞાન ન મેળવી શકે. વર્ણવ્યવસ્થાનો સંબંધ જ આજીવિકા સાથે છે. એ વર્ણમાં જે જન્મ્યો છે તે જ વર્ણના ધંધાથી તે આજીવિકા મેળવશે. પ્રત્યેક વર્ણ બીજા વર્ણનું જ્ઞાન પ્રાપ્ત કરે એમાં કાંઈ વાંધો નથી. વ્યક્તિગત વિકાસને માટે અને સ્વાતંત્ર્યરક્ષાને માટે સૌમાં ચારે વર્ણના સાધારણ ગુણ હોવા જોઈએ. પણ પ્રત્યેક મનુષ્યમાં પોતાના વર્ણના ગુણ વિશેષે પ્રતીત થવા જોઈએ.

વર્ણવ્યવસ્થામાં ભૌતિક લોભને મર્યાદિત કરવાની વાત છે, જેથી આત્મવિકાસને માટે વધારે અવકાશ રહી શકે. ભૌતિક પદાર્થ અને ભૌતિક સુખ ક્ષણિક વસ્તુ છે. જો એ જ મેળવવામાં મનુષ્ય ફસાઈ જાય, એને જ પોતાનું ધ્યેય બનાવી લે, તો આત્માનો વિચાર નહીં કરી શકે. આમાં ક્યાંય પુરુષાર્થને વાંધો નથી આવતો. મનુષ્યને જ્યારે આજીવિકાનાં સાધનની શોધમાં નહીં પડવું પડે, આજીવિકાનાં સાધન તૈયાર જ હશે, ત્યારે એનો બધો પ્રયત્ન કેવળ આધ્યાત્મિક સંશોધનને માટે જ થશે. મારો એવો વિશ્વાસ બેસી ગયો છે કે, હિંદુ જાતિએ વર્ણવ્યવસ્થા શોધીને એક મહાન આધ્યાત્મિક શોધ કરી છે અને આધ્યાત્મિક વિકાસનો સામાન તૈયાર

કર્યો છે. કાળવશાત્ આ વસ્તુને આપણે ભૂલ્યા, વર્ણવ્યવસ્થા અવ્યવસ્થિત થઈ ગઈ, સ્પૃશ્યાસ્પૃશ્યમાં એ સમાપ્ત થઈ, રોટીબેટી-વ્યવહારમાં એ મર્યાદિત થઈ. આમાંથી વર્ણનો સંકર થયો, પતન થયું. એકબીજા એકબીજાના વર્ણના ધંધામાં પડવાના પ્રયત્નમાં ફસાયા. બ્રાહ્મણ લોભી બન્યો, અને એણે પોતાનો બ્રાહ્મણધર્મ છોડ્યો. દરિયામેં લગી આગ બુઝા કૌન સકેગા? મીઠું જ્યારે ખારાશ છોડે ત્યારે પછી ખારાશ ક્યાં રહેશે? આથી જ આજે હિંદુધર્મની અવનતિ થઈ છે.

'હરિજનબંધુ', તા. ૯–૪–'૩૩

# ૧૩. પાંચ પ્રશ્નો

વર્ણધર્મના મારા લેખ વિષે એક સજ્જને પાંચ પ્રશ્ન મોકલ્યા છે:

"૧. આજીવિકાને માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર શું કામ કરે?

૨. સેવાને માટે ચારે વર્ણ શું શું કામ કરે?

૩. સેવાનું કાર્ય અને આજીવિકાનું કાર્ય એક જ હોય કે જુદાં જુદાં હોય?

૪. આપે લખ્યું છે કે, આ વર્ણધર્મનું પાલન ફરીથી સંભવિત કરવાને માટે સૌએ સ્વેચ્છાએ શૂદ્ર થવું જોઈએ, શૂદ્રધર્મ સ્વીકારવો જોઈએ. તો શૂદ્રેતર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય) શૂદ્રધર્મનો સ્વીકાર કરે તો, શું એમને સ્વધર્મ છોડી અન્ય ધર્મ સ્વીકારવાનો દોષ નહિ લાગે?

૫. આપે લખ્યું છે કે, સદ્ભાગ્યે આજે બ્રહ્મ જાણવાનો પ્રયત્ન કરવાવાળો એક નાનકડો વર્ગ મોજૂદ છે, કે જેના વડે શુદ્ધ સનાતનધર્મ ફરી પોતાનું તેજ પ્રગટ કરીને જગતને કલ્યાણનો માર્ગ બતાવશે. આ વર્ગ કયો?"

કોઈને પ્રશ્ન કરતાં હું રોકવા ઇચ્છતો નથી, પણ એટલું અવશ્ય કહેવા ઇચ્છું છું કે અનેક પ્રશ્નો મૂળ લેખ વાંચવાથી છૂટી જાય છે. જે લેખમાંથી વિષયાંતર્ગત પ્રશ્નોનો નિકાલ ન આવી શકે એ લેખ નકામો હોવાનો સંભવ છે. નીતિવિષયક લેખોને એક જ વાર વાંચીને છોડી ન દેવા જોઈએ. એવા લેખ વારંવાર વાંચવાથી જ અંતર્ગત પ્રશ્નો સહેજે છૂટી જાય છે. પ્રશ્ન કરનારને મારી વિનંતી છે કે, વર્ણાશ્રમ ઉપરના મારા લેખ એ વાંચી જાય, કે જેથી એને ખબર પડે કે અહીં જે હું લખીશ તે બધું મારા લેખમાં રહેલું છે. મારી આ સૂચના સૌને માટે છે, આ પ્રશ્ન કરનારને માટે ખાસ છે એમ ન સમજે. આપણામાં વાચન પછી મનન કરવાની આદત છૂટી ગઈ છે; એટલે આપણે પરાધીન જેવા બની ગયા છીએ; અને દરેક બાબતમાં બીજાના અભિપ્રાય જાણવા ઇચ્છીએ છીએ. કોઈ પણ મનુષ્યને વિષે આ સ્થિતિ ઉત્પન્ન થવી એ દયાજનક વાત છે. સિદ્ધાંતમાંથી ઉપસિદ્ધાંત ઘટાવવાની શક્તિ આપણી પાસે આવી જવી જોઈએ. થોડા અભ્યાસથી આ શક્તિ પ્રાપ્ત થાય છે.

હવે પ્રશ્નનો ઉત્તર :

(૧) બ્રાહ્મણ બ્રહ્મજ્ઞાન આપશે, ક્ષત્રિય રક્ષા કરશે, વૈશ્ય વ્યાપારાદિથી ધનોપાર્જન કરશે, શૂદ્ર પરિચર્યા કરશે, અને પોતપોતાનાં કર્તવ્ય કરીને પોતપોતાની આજીવિકા મેળવશે, આજીવિકાથી અધિક નહિ મેળવે.

(૨) વર્ણ ધર્મ છે, અધિકાર નથી. એટલે વર્ણ કેવળ સેવાને માટે જ હોય, સ્વાર્થને માટે ન હોઈ શકે. એટલે કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી. જે જ્ઞાની પોતાને ઉચ્ચ માને તે મૂર્ખના કરતાં ખરાબ છે, એ વર્ણચ્યુત થાય છે. અહીં એ પણ સમજવાની જરૂર છે કે, વર્ણધર્મમાં કોઈ એવી વાત નથી કે શૂદ્ર જ્ઞાન ન મેળવે અથવા રક્ષા ન કરે. હા, શૂદ્ર જ્ઞાન આપીને અથવા રક્ષા કરીને આજીવિકા ન મેળવે. અથવા ક્ષત્રિય પરિચર્યા

ન કરે એવું પણ નથી, પણ પરિચર્યાથી આજીવિકા ન મેળવે. આ સરળ સ્વાભાવિક ધર્મનું સૌ પાલન કરે તો, જે ઉપદ્રવ આજે થાય છે, જે ચડસાચડસી એકબીજાની સાથે થાય છે, ધન એકઠું કરવાને માટે જે હુંસાતુંસી થાય છે, જે જૂઠાણાં થાય છે, જે કલહો, યુદ્ધો મચે છે, એ બધું શાંત થઈ જાય. આ નીતિનું પાલન આખો સંસાર કરે કે ન કરે, બધા હિંદુ કરે કે ન કરે, જેટલા કરશે તેટલો લાભ સંસારને થશે. મારો વિશ્વાસ વધતો જાય છે કે વર્ણધર્મથી જ જગતનો ઉદ્ધાર થશે. વર્ણધર્મનો સાચો અર્થ સેવાધર્મ છે. જે કાંઈ કરવામાં આવે તે સેવાભાવથી કરવામાં આવે. સેવામાં સોદાને સ્થાન નથી.

હવે વાત રહી શરીરશ્રમની. જ્યાં સુધી હું ગીતા સમજું છું ત્યાં સુધી મને લાગે છે કે, ગીતામાં યજ્ઞના અનેક અર્થ કરવામાં આવ્યા છે, છતાં એમાં શરીરશ્રમ પણ આવી જાય છે. લોકસંગ્રહને માટે શરીરશ્રમ પણ યજ્ઞરૂપે કરવો એ સૌ વર્ણોનો ધર્મ છે. એ યજ્ઞમાંથી કોઈ બચી નથી શકતું, કારણકે શરીરશ્રમ વિના શરીરનો નિર્વાહ જ અશક્ય છે. જે આ શ્રમરૂપ યજ્ઞ નથી કરતો તે ચોરી કરે છે. શરીરશ્રમ શૂદ્રનું જ કામ છે એમ કહેવામાં ધર્મનું અજ્ઞાન રહેલું છે. પરિચર્યાનો અર્થ શરીરશ્રમ નથી. જે મનુષ્ય પોતાનાં વાસણ માંજે છે તે શરીરશ્રમ કરે છે, પરિચર્યા નથી કરતો. જે મનુષ્ય આજીવિકાને કારણે દરવાજા પર બેસીને ચોકી કરે છે તે શરીરશ્રમ નથી કરતો, પણ પરિચર્યા અવશ્ય કરે છે.

(૩) ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપવાની હવે આવશ્યકતા નથી રહેતી.

(૪) આ પ્રશ્ન કરતી વખતે પ્રશ્ન કરનાર ભૂલી ગયા છે કે, મારું કહેવું એવું છે કે આજે વર્ણધર્મનો પ્રાયઃ નાશ થઈ ગયો છે. બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોએ ક્યારનો પોતાનો વર્ણ છોડી દીધો છે, ધર્મ છોડીને અધિકાર લઈ બેઠા છે. દોષ તો થઈ ચૂકેલો છે. શૂદ્રધર્મનો સ્વીકાર કરીને વર્ણચ્યુત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય દોષમુક્ત

થવાનો આરંભ કરી શકે છે. શૂદ્રને હલકા માનવાનો ધર્મ એમનો કદી હતો જ નહિ.

(૫) જે લોકો ભાગવતધર્મનું હાર્દિક પાલન કરે છે, પ્રભુ-પ્રીત્યર્થ કેવળ આજીવિકા મેળવીને લોકસેવા કરે છે તે પોતાના આચારથી બ્રહ્મજ્ઞાન આપે છે. એમાં વિદ્વાન પણ છે, અવિદ્વાન પણ છે. એ પોતાનું કાર્ય કોઈને બતાવવાને માટે નથી કરતા. એમનાં સૌનાં નામ હું નથી જાણતો. એવા લોકો પડ્યા છે એવો મારો વિશ્વાસ છે. હા, એમની સંખ્યા અલ્પ છે.

'હરિજનબંધુ', તા. ૧૬-૪-'૩૩

# ૧૪. વિરોધાભાસ

એક ભાઈ મારાં લખાણોનો ખંતથી અભ્યાસ કરે છે. મેં વર્ણાંતર રોટીબેટીવહેવાર વિષે હમણાં જે લખ્યું છે તેનો, મારાં કેટલાંક વરસો પહેલાંનાં એ વિષયનાં લખાણો સાથે, મેળ બેસાડતાં એમને મુશ્કેલી પડે છે.

૧૯૨૧ના ઑક્ટોબરમાં મેં હિંદુધર્મ વિષે એક લેખ લખેલો, તેમાંથી આ ભાઈએ જે ઉતારો આપ્યો છે તેમાંથી તેમણે કાઢી નાંખેલો ભાગ બાદ કરી જેવો ને તેવો અહીં આપું છું :

"આમ જોકે વર્ણાશ્રમને વર્ણાંતર રોટીબેટીવહેવારથી ધક્કો નથી પહોંચતો, છતાં હિંદુધર્મ જુદા જુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટીવહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરુચિ દર્શાવે છે. હિંદુધર્મ સંયમની પરિસીમાએ પહોંચી શક્યો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. . . . એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે ? . . . આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાંતર રોટીબેટીવહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે."

ત્યાર પછી મેં ગઈ તા. ૪થી નવેંબરે છાપાંમાં મોકલેલા લેખમાંથી આ ભાઈ ઉતારો આપે છે, તે પણ તેમણે ગાળેલા ભાગ બાદ કરીને આપું છું:

"વર્ણાંતર રોટીબેટીવહેવારનો નિષેધ એ હિંદુધર્મનું અંગ નથી. એ એક સામાજિક રૂઢિ છે. જ્યારે હિંદુધર્મની પડતી દશા હશે ત્યારે કદાચ તે ઘૂસી ગઈ હશે. . . . આજે આ બે નિષેધો હિંદુસમાજને નિર્બળ બનાવી રહ્યા છે; અને એના પર ભાર મુકાવાને લીધે જનસમૂહનું માનસ, જીવનના વિકાસને માટે અતિ આવશ્યક એવાં મૂળતત્ત્વો પર ચોંટવાને બદલે,, આડું દોરવાઈ ગયું છે. . . . ભોજન અને વિવાહના પ્રતિબંધો હિંદુ સમાજના વિકાસને કુંઠિત કરે છે."

આ ઉતારા નિષ્પક્ષપણે વાંચતાં મને બેની વચ્ચે કશો વિરોધ નથી જણાતો. ખાસ કરીને, આ લેખ પૂરા વાંચવામાં આવે તો વિરોધનો આભાસ ન થાય. ૧૯૨૧ના લેખમાં મેં હિંદુધર્મની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપેલી. ગઈ ૪થી નવેંબરે મારે અસંખ્ય નાતજાતો ને તેના પ્રતિબંધોનો વિચાર કરવાનો હતો. આશ્રમમાં જેવી રહેણી આજે છે તેવી જ ૧૯૨૧માં હતી. એટલે મારા આચારમાં તો કશો ફેર નથી પડ્યો. હું હજીયે માનું છું કે વર્ણાંતર રોટીબેટીવહેવાર પર સ્વેચ્છાએ મુકાયેલા નિષેધમાં સંયમ રહેલો છે. ૧૯૨૧નો લેખ હું આજે લખતો હોઉં તો કદાચ એક શબ્દ બદલું. 'નિષેધ' શબ્દને બદલે એ જ લેખમાં થોડીક લીટી પહેલાં વાપરેલા શબ્દ હું ફરી વાપરું ને કહું કે 'આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાંતર રોટીબેટીવહેવારનો સ્વેચ્છાએ કરેલો નિષેધ જરૂરી વસ્તુ છે.'

૪થી નવેંબરના લેખમાં મેં લખ્યું છે તે છતાં હું કહું કે, વર્ણાંતર રોટીબેટીવહેવાર ભ્રાતૃભાવની લાગણી વધારવા માટે કે અસ્પૃશ્યતાનિવારણ કરવા માટે જરાયે જરૂરનો નથી. પણ તેની સાથે જ, બહારથી પરાણે મૂકેલો પ્રતિબંધ કોઈ પણ સમાજના

વિકાસને રોકે એમાં શંકા નથી. અને આ પ્રતિબંધોનો સંબંધ વર્ણધર્મ કે ન્યાતજાત સાથે માનવો એ આત્માની મુક્તિમાં વિઘ્નરૂપ છે. એમ હોય તો વર્ણ એ ધર્મ પર બોજારૂપ થઈ પડે.

પણ આટલું કહ્યા પછી મારાં લખાણોના આ ઉદ્યમી અભ્યાસીને તેમ જ એમાં રસ લેનાર બીજાઓને કહેવા ઇચ્છું છું કે મને સર્વ કાળે એકરૂપ જ દેખાવાની કશી પરવા નથી. સત્યની મારી શોધમાં મેં ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છું. ઉંમરમાં હું ભલે વૃદ્ધ થયો હોઉં; પણ, મારો આંતરિક વિકાસ થતો અટક્યો છે અથવા દેહ પડ્યા પછી મારો વિકાસ અટકી જશે, એવું મને લાગતું નથી. મને એક જ વસ્તુની પડી છે, ને તે પ્રતિક્ષણ સત્યનારાયણની વાણીને અનુસરવાની મારી તત્પરતા છે. અને તેથી કોઈને મારાં બે લખાણોમાં વિરોધ જેવું જણાય ત્યારે, જો તેને મારા ડહાપણ વિષે શ્રદ્ધા હોય તો, એક જ વિષયનાં બે લખાણોમાંથી પાછલાને તે પ્રમાણભૂત માને.

'હરિજનબંધુ', તા. ૧૬–૪–'૩૩

# ૧૫. ભવિષ્યનો વર્ણધર્મ

'એક સનાતની' લખે છે:

"'હરિજનબંધુ'ના છેલ્લા અંકમાં હરિજનને ઉદ્દેશીને આપે લખ્યું છે: 'મારી દૃષ્ટિએ વર્ણધર્મનો લોપ થયો છે અને એ ધર્મનો ઉદ્ધાર તમને વર્ણ બહાર રાખીને ન જ થઈ શકે. પણ જો મારા જીવતાં વર્ણધર્મનો ઉદ્ધાર થવાનો હશે તો જે તમારો વર્ણ ગણાશે તે મારો વર્ણ સમજજો, કેમકે હું મને સ્વેચ્છાએ થયેલો હરિજન માનું છું.'

"વર્ણધર્મનો લોપ થયો છે એ તો સ્પષ્ટ જોઈ શકીએ છીએ. રોટીબેટીવ્યવહારના નિષેધનો અને આભડછેટનો આગ્રહ રાખવાથી વર્ણધર્મ સચવાતો નથી, ટકતો નથી એ વાત પણ ગળે ઊતરે છે. પણ હવે પાછો સાચા વર્ણધર્મનો પુનરુદ્ધાર થશે કે કેમ એ વિષે મનમાં શંકા રહ્યા કરે છે. જ્યારે પુનરુદ્ધાર થશે ત્યારે કરોડો હિંદુમાંથી દરેકનો વર્ણ કોણ

નક્કી કરી આપશે? ક્યાં તત્ત્વો ઉપર એ નક્કી થશે? અને સેંકડો જ્ઞાતિઓમાંથી અને હજારો ધંધામાંથી અમુક જ્ઞાતિ કે અમુક ધંધો અમુક વર્ણના પેટામાં જાય એમ ક્યાં તત્ત્વો પર અને કોણ નક્કી કરશે? વર્ણવ્યવસ્થા ફરી ચાલુ કરવા જેટલાં શક્તિ અને સંગઠન હવે પછી કોઈ પણ સમાજમાં આવશે એમ આપને લાગે છે ખરું? કે રશિયા જેવી રાજશક્તિ એ નક્કી કરી આપશે એવી આપની ધારણા છે? કૃપા કરીને આ સવાલોનો વિસ્તારપૂર્વક જવાબ આપશો. જેથી આપનું માનસ મારા જેવા સનાતની સમજી શકે."

આમાં થયેલા પ્રશ્નોનો સીધો જવાબ આપવો કઠિન કામ છે. ત્રિકાળદર્શી જ આપી શકે. બીજા તો અનુમાન જ કરી શકે. મારે સારુ વર્તમાનનું ભાન ને તેને અનુસરતો આચાર સંપૂર્ણ છે. 'આજનો લહાવો લીજીએ રે, કાલ કોણે દીઠી'તી?' એ નાસ્તિક આસ્તિક બંને અંતઃકરણપૂર્વક ગાઈ શકે છે. નાસ્તિકનો લહાવો 'ખા, પી ને ભોગ ભોગવ'માં સમાપ્ત થાય. આસ્તિકનો લહાવો ભગવદ્‌ભક્તિમાં એટલે પ્રાપ્ત કર્તવ્યમાં તન્મય થવામાં સમાપ્ત થાય. હું મને આસ્તિક માનું છું ને આજનો લહાવો લેવામાં કૃતાર્થતા માનું છું. આજ જેવું કરીશું તેવું ભવિષ્યમાં ભરીશું, એટલે કે તેવું ભવિષ્ય થશે, એવો નિશ્ચય છે. તેથી વર્ણધર્મનું ભવિષ્ય કેવું થશે તેની મને ચિંતા નથી થતી. એની ચિંતા ન કરવાની ભલામણ 'એક સનાતની'ને પણ કરું છું. મારા જેવા, જેઓ વર્ણધર્મને માને છે ને મારી વ્યાખ્યાને સ્વીકારે છે, તે પોતાના આચારવિચાર તે પ્રમાણે રચે, એટલે તેઓએ વર્ણ પૂરતો પોતાનો ધર્મ પાળ્યો ગણાય.

વળી, એક બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. કોઈ પણ ધર્મના મૂળ સિદ્ધાંતો હોય તે વ્યાપક થવાને યોગ્ય હોવા જોઈએ. જેનામાં એ ગુણ ન હોય તે સિદ્ધાંતરૂપ ન ગણાય. જો વર્ણધર્મ એવો સિદ્ધાંત ન હોય તો તેની ઉત્પત્તિ અમૂક કાળ, સ્થળ ને સંજોગોમાં હોવી જોઈએ, ને તેમાંનું એક પણ બદલાતાં

તે વ્યવસ્થા પણ બદલાય. વર્ણવ્યવસ્થા એવી ક્ષણજીવી યુક્તિ હોય તો તે રહે કે ન રહે તેને વિષે કંઈ વિચાર કરવાપણું ન રહે. પણ મારી વ્યાખ્યાના વર્ણધર્મને હું સર્વવ્યાપક સિદ્ધાંત માનું છું. તેના પાલન ઉપર જનસમાજની હસ્તીનો આધાર છે. જો મારી માન્યતામાં તથ્ય હશે તો ભવિષ્યમાં વર્ણધર્મ વ્યાપક થવાનો જ છે; પછી ભલે ગમે તે નામે ઓળખાય. વર્ણધર્મ એટલે પ્રત્યેક મનુષ્યે પોતાનાં બાપીકાં આજીવિકાનાં સાધનથી સંતુષ્ટ રહેવાનો ધર્મ. આ યોજનાના મૂળમાં અહિંસા છે, ઈશ્વરી નિયમનું જ્ઞાન છે, શુદ્ધ અર્થશાસ્ત્ર છે, મનુષ્યત્વ છે. એ વર્ણધર્મનું પાલન ન થાય તો કદી નથી થઈ એવી જાદવાસ્થળી રચાવાની જ છે. જેમ જેમ કરોડોમાં જાગૃતિ આવતી જશે તેમ તેમ સૌ ધનિક થવા માગશે, સૌ મોટા થવા માગશે, નીચ ગણાતા ધંધા કોઈ કરવા નહિ ઇચ્છે, ઊંચનીચની ભાવના વધારે પસરશે. આનું પરિણામ માંહોમાંહે કાપાકૂપી સિવાય બીજું ન આવે એમ મને તો ભાસે છે.

પણ મનુષ્યના સ્વભાવમાં જ આત્મરક્ષાનો ગુણ જડાઈ રહ્યો છે, એટલે મનુષ્ય વર્ણધર્મનો આશ્રય લઈ બચી જશે. પોતપોતાના કુલોત્પન્ન ધંધાને વળગી રહી, કોઈ ધંધાને ઊંચનીચ માન્યા વિના, સૌ પોતાનું જીવન ગાળશે. આમ થતાં, કોઈ બ્રાહ્મણ ક્ષત્રિય ઇત્યાદિ નામથી ન ઓળખાતાં બીજા નામથી ઓળખાશે તો તેની ચિંતા ન હોય. વર્ણ ચારને બદલે બે હોઈ શકે ને ચારથી વધારે પણ હોઈ શકે. આટલું સ્પષ્ટ છે કે વર્ણના મહાન નિયમને અનુસરતાં આપણે મૂડીવાદ અને મજૂરવાદ વગેરેના કલહમાંથી બચી જઈએ છીએ. એવી વ્યવસ્થામાં એક છેડે અતિલોભ, અતિધન, અતિમદ ન હોય; ને બીજે છેડે લાચારી, કંગાલિયત ને દીનતા ન હોય. સૌ સંપીને વસે અને કોઈ કોઈને ઊંચ કે નીચ ન માને.

આટલું લખ્યા પછી મારી કલ્પનાના ઘોડા ઉપર થોડી સહેલ કરું. જો વર્ણવ્યવસ્થાની રચના મારા હાથમાં કોઈ મૂકી જાય

અને હું હિંદુસ્તાનમાં હોઉં, તો બ્રાહ્મણોથી આરંભ કરું. તેઓ ખરેખર અનુભવજ્ઞાનના ને તે ઉપર રચાતા આચારના રક્ષક થાય, એટલે બીજા વર્ણ એની મેળે ગોઠવાઈ જાય. કેમકે, તેઓનો અનુભવ સ્વયંસિદ્ધ હોઈ, તેઓને સૌ સહેજે અનુસરશે, તેઓમાં આવડત પણ હશે. બ્રાહ્મણ કોણ એવો પ્રશ્ન નહિ રહે. આજે કહેવાતો હરિજન બ્રાહ્મણ તરીકે સર્વમાન્ય હશે ને કહેવાતો બ્રાહ્મણ શૂદ્ર કહેવાતાં સંકોચ નહિ પામે. મારી કલ્પનાના કાળમાં મને કશી અડચણ નથી આવવાની. કેમકે, તે કાળે ઊંચનીચની ભાવનાનો જડમૂળથી નાશ થયો હશે, ને સૌ પોતપોતાનાં ગૃહ-કર્મને અનુસરતા હશે, એટલે સહેજે સૌ પોતપોતાને સ્થાને ગોઠવાઈ જશે.

કલ્પનાના ઘોડા ઉપર થતી મુસાફરીનું વર્ણન લંબાવવામાં બહુ કસ ન હોય, એટલે માર્ગદર્શક વર્ણન કરીને આટોપું છું. પણ મારા આ લખાણમાંથી આટલું નીતરવું જોઈએ કે, વર્ણધર્મને અહિંસક માન્યો છે તેથી તેમાં રાજદંડને, એટલે બળાત્કારને, સ્થાન જ નથી. મનુષ્યસ્વભાવમાં વર્ણધર્મ હશે તો તેનો ઉદ્ધાર એની મેળે થઈ રહેશે. મનુષ્યસ્વભાવની વિરુદ્ધ એ હશે તો તેનો અત્યારે લોપ થયો છે એ યથાર્થ જ છે. અહીં મનુષ્ય એટલે પશુજાતિનું પ્રાણીવિશેષ નહિ, પણ જેનામાંથી પશુપણું દિવસે દિવસે મોળું પડતું જાય છે ને જે મૂર્છામાંથી નીકળી આત્માર્થી બન્યો છે તે. મનુષ્ય આત્માને ઓળખવા સરજાયેલું પ્રાણી છે, ને તે આત્મારૂપે એક છે. તેથી, કોઈ ને કોઈ દિવસ ઊંચનીચના પ્રપંચમાંથી નીકળી, ઐક્ય વધારનારી વર્ણવ્યવસ્થાનો તે સ્વેચ્છાએ સ્વીકાર કરશે.

'હરિજનબંધુ', તા. ૧–૧૦–'૩૩

# ૧૯. ખરું બ્રાહ્મણત્વ

એક બંગાળી અધ્યાપકે લાંબો કાગળ લખ્યો છે, તેમાં નીચેના ઉતારા આપું છું :

"આપને જાણીને દુ:ખ થશે કે, દેશના કેટલાક ભાગમાં અસ્પૃશ્ય નિવારણની હિલચાલ પાટેથી ઊતરી ગઈ છે, અને તેણે કેવળ બ્રાહ્મ અને તેના આદર્શો સામે હીન અને હિંસક પ્રચારનું રૂપ લીધું બ્રાહ્મણવર્ગને લોકોની નજરમાં હલકા પાડવાને અર્ધસત્યો અને અસ જાણીબૂજીને ફેલાવવામાં આવે છે ને લોકોને ભરમાવવામાં આવે છે. અસ્પૃશ્યતાની પ્રથા એકલા બ્રાહ્મણોમાં જ છે? બીજા વર્ણના હિં પણ એટલા જ ગુનેગાર નથી? માનો લો કે શાસ્ત્રો બ્રાહ્મણોએ ર છે; પણ આજે હિંદુસ્તાનના અમુક ભાગોમાં પળાય છે એવી નિ અસ્પૃશ્યતા પાળવાની શાસ્ત્રની આજ્ઞા છે એવો પુરાવો ક્યાં છે? . . . . આજની અસ્પૃશ્યતાનિવારણની હિલચાલને સફળ બનાવવ બ્રાહ્મણોએ બહુ જ મોટો ફાળો આપ્યો છે એ વાત સાચી નથી? ધારાસભાના જે સભાસદોએ મંદિરપ્રવેશના બિલમાં વિઘ્ન નાખ્યાં તે મોટા ભાગના બ્રાહ્મણેતર હતા એ પણ સાચું નથી? ત્યારે બ્રાહ્મણો શા સારુ તૂટી પડવું જોઈએ? તેઓ તો અસ્પૃશ્યતાના શાપથી થયેલી પરિસ્થિતિની ગંભીરતા બીજા બધા કરતાં વધારે સમજે છે.

દેશમાં અસ્પૃશ્યતાનિવારણની હિલચાલનો આરંભ થયો પહેલાં ઘણા વખત પર બ્રાહ્મણો સામે હિલચાલ શરૂ થયેલી કેટલાંક વરસથી ચાલી રહી છે. એ હિલચાલ ચલાવનારાં સિવાય બીજે ક્યાંયે મેં બ્રાહ્મણત્વ સામે હિંસક કે અહિ આક્ષેપો થયેલા જોયા નથી. હરિજનસેવાસંઘને એવા કોઈ આ સાથે કશી જ લેવાદેવા નથી. જો અસ્પૃશ્યતાનિવારણની હિલ પાટેથી ઊતરીને બ્રાહ્મણત્વ સામે હીન અને હિંસક આક્ષેપનું ધારણ કર્યું છે એવી ખબર પડે, તો મને દુ:ખ થાય એમ લેખકે કહ્યું છે તે સાવ સાચું છે. તેથી આ લખનારે જે વાત કરી છે તેના સમર્થનમાં તેમની પાસે જે કંઈ પુરાવો હોય

મને મોકલી આપવાને મેં લખ્યું છે. પણ આ કાગળને નિમિત્તે હું બ્રાહ્મણત્વ અને બ્રાહ્મણો વિષેનો મારો અભિપ્રાય ફરી આપી જાઉં છું.

બ્રાહ્મણત્વ એટલે બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનારું શુદ્ધ જ્ઞાન, એમ હું માનું છું. મારો એવો મત ન હોય તો હું પોતે હિંદુ નામનો ત્યાગ કરું. પણ મનુષ્યસમાજના બીજા લોકોની પેઠે બ્રાહ્મણોમાં પણ બધામાં સાચું બ્રાહ્મણત્વ રહ્યું નથી. છતાં મારે માનવું પડે છે કે, જગતના આ તમામ વર્ગોમાં જ્ઞાનની એટલે કે સત્યની શોધ પાછળ સર્વસ્વનો ત્યાગ કરનારનું વધારેમાં વધારે પ્રમાણ બ્રાહ્મણોમાં જ મળશે. હિંદુધર્મ સિવાય બીજો એક ધર્મ મેં એવો જોયો નથી, જેમાં કેવળ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સ્વેચ્છાએ અકિંચન રહેનાર એક નોખો વર્ગ પરાપૂર્વથી ચાલ્યો આવતો હોય. બ્રાહ્મણોએ પોતાને માટે જે આદર્શ ઠરાવ્યો હતો તેને છાજે એવું જીવન તેઓ રાખી શક્યા નથી. એમાં એમનો વાંક નથી. એમની અપૂર્ણતા પરથી એટલું જ સિદ્ધ થાય છે કે, તેઓ બીજા મનુષ્યોના જેટલા જ સ્ખલનને પાત્ર હતા. તેથી, આપણે ધર્મશાસ્ત્રને નામે ઓળખાતા ગ્રંથોમાં સડો દાખલ થયેલો જોઈએ છીએ. તેથી જ આપણે એ દુઃખદ દૃશ્ય જોઈએ છીએ કે, જે બ્રાહ્મણોએ પોતાને માટે અત્યંત નિઃસ્વાર્થ નિયમો કર્યા છે તેમણે જ પોતાના વંશજો માટે સ્વાર્થી શાસ્ત્રાજ્ઞાઓ રચેલી છે. પણ આ સડા સામે તેમ જ સ્વાર્થથી ઘુસાડેલાં ક્ષેપક વચનો સામે બળવો કરનાર બ્રાહ્મણો જ હતા. તેમણે જ ફરી ફરીને પોતાનાં ને સમાજનાં પાપ ધોઈ કાઢવાના પ્રયત્નો કર્યા છે. હું કબૂલ કરું છું કે, મારા મનમાં બ્રાહ્મણત્વ વિષે ભારેમાં ભારે પૂજ્યભાવ છે અને બ્રાહ્મણો વિષે અવિચળ આદર છે. અને આજે બ્રાહ્મણ કહેવાતા લોકો આ સુધારાની હિલચાલ સામે ધાંધલ મચાવી રહ્યા છે અને પોતાની શક્તિને વિરોધી પક્ષમાં વાપરી રહ્યા છે એ જોઈને મને દુઃખ થાય છે. છતાં એક વસ્તુ મને આશ્વાસન આપે છે અને દરેક નિષ્પક્ષ હિંદુને આશ્વાસન આપશે;

તે એ કે સુધારાની હિલચાલના આગેવાનોમાં પણ એવા લોકો છે જેઓ જન્મે બ્રાહ્મણ હોવા છતાં આજે જન્મનો જરાયે ગર્વ નથી રાખતા. અસ્પૃશ્યતાનિવારણનું કામ કરનારા બધા સેવકોનું વસ્તીપત્રક તૈયાર કરવામાં આવે તો, મને લાગે છે કે, કંઈ પણ મહેનતાણું લીધા વિના અથવા કેવળ પેટ પૂરતું જ લઈને પોતાની સર્વ શક્તિ આ હિલચાલમાં રેડનાર સેવકોનો મોટો ભાગ બ્રાહ્મણોનો છે એમ જણાઈ આવશે.

પણ બ્રાહ્મણવર્ગની અવનતિ થઈ છે એ હું કબૂલ કરું છું. જો એમ ન હોત, અને તેઓ પોતાના આદર્શ સુધી ચડ્યા હોત, તો હિંદુધર્મ આજે જે અવનતિ ભોગવે છે તે ન ભોગવતો હોત. બ્રાહ્મણોએ શુદ્ધ જીવન રાખ્યું છે છતાં હિંદુધર્મ આજની દશામાં આવી પડ્યો છે, એમ કહેવું એ વદતોવ્યાઘાત ગણાય. એમ બની જ ન શકે. કેમકે બ્રાહ્મણોએ પોતે જ આપણને શીખવ્યું છે કે, પોતે બ્રહ્મજ્ઞાનના સાચા રક્ષકો છે, અને જ્યાં બ્રહ્મજ્ઞાન છે ત્યાં ભય નથી, ત્યાં દારિદ્ય નથી, કંગાલિયત નથી, ત્યાં ઊંચનીચભાવ નથી, ત્યાં લોભ, મત્સર, વિગ્રહ અને લૂંટ જેવી વસ્તુઓ નથી. બ્રાહ્મણત્વની અવનતિ થઈ તેની સાથે બીજા વર્ણના હિંદુઓ પણ નીચે ઘસડાયા. અને મારા મનમાં અણુમાત્ર શંકા નથી કે, જો બ્રાહ્મણત્વ ફરી સજીવન નહિ થાય તો હિંદુધર્મનો નાશ થશે. અને અસ્પૃશ્યતાનો જડમૂળથી નાશ એ મારે મન બ્રાહ્મણત્વના, એટલે કે હિંદુધર્મના, ફરી સજીવન થયાની અચૂક કસોટી છે. જેમ જેમ હું હિંદુ ધર્મશાસ્ત્રોનો વધારે અભ્યાસ કરતો જાઉં છું અને બધી જાતના બ્રાહ્મણો સાથે વધારે ચર્ચા કરતો જાઉં છું, તેમ તેમ મારી પ્રતીતિ વધતી જાય છે કે અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મ પર મોટામાં મોટું કલંક છે. એ પ્રતીતિનું ઘણા વિદ્વાન બ્રાહ્મણોએ સમર્થન કર્યું છે. એ વિદ્વાનોને આમાં કશો સ્વાર્થ નથી; તેઓ સત્યની શોધ માટે મથનારા છે; તેઓ આમાંથી કશું લેતા નથી; પોતાના અભિપ્રાય માટે આભાર સુધ્ધાં તેમણે સ્વીકાર્યો નથી.

પણ, આજે બ્રાહ્મણ અને ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ખાલી નામો જ રહ્યાં છે. જે વર્ણને હું માનું છું તેનો પૂરેપૂરો સંકર થઈ ગયો છે. અને ગયા અંકમાં વર્ણધર્મ* પરના લેખમાં હું કહી ગયો છું કે, આજે તમામ હિંદુઓ સ્વેચ્છાએ શૂદ્ર નામ ધારણ કરે એમ હું ઇચ્છું છું. બ્રાહ્મણત્વમાં રહેલા સત્યનું જગતને દર્શન કરાવવાનો અને વર્ણધર્મનું સાચું સ્વરૂપ સજીવન કરવાનો એ એક જ માર્ગ છે. બધા હિંદુઓ શૂદ્ર ગણાશે તેથી જ્ઞાન, શક્તિ અને સંપત્તિનો લોપ નહિ થાય, પણ તે બધાંનો ઉપયોગ એક સંપ્રદાયની સેવામાં ન થતાં સત્યની અને માનવજાતિની સેવાને અર્થે થશે. ગમે તેમ હો, અસ્પૃશ્યતા સામે સંગ્રામ ચલાવવામાં અને એ સંગ્રામમાં જાતને હોમી દેવામાં, મારી મહત્ત્વાકાંક્ષા આખા મનુષ્યસમાજનો સંપૂર્ણ કાયાપલટો થયેલો જોવાની છે. એ ખાલી સ્વપ્નું હોય, છીપમાં રૂપું જોવા જેવો આભાસમાત્ર હોય. જ્યાં સુધી એ સ્વપ્નું ચાલે છે ત્યાં સુધી મારે મન એ આભાસરૂપ નથી. અને રોમેં રોલાંના શબ્દમાં કહું તો, ‘વિજય ધ્યેયની સિદ્ધિમાં નથી, પણ એની અવિશ્રાંત સાધનામાં છે.’

‘હરિજનબંધુ’, તા. ૨૯–૪–’૩૩

# ૧૭. બ્રાહ્મણે શું કરવું ?

૧

એક મહારાષ્ટ્રી લખે છે :

“એક આનંદ વયના ભાઈ જે કૉલેજની કેળવણી પામ્યા છે અને હાલ નોકરી વગરના છે તે મને લખે છે : ‘દિવસ બહુ કઠણ આવ્યા છે. હું ભણેલો છું. શરીરે સુદૃઢ છું. કામ કરવાની મારી શક્તિ જરાયે ઓછી થઈ નથી. છતાં લગભગ વરસ થવા આવ્યું, ક્યાંયે રોજગાર મળતો નથી. આજકાલ બ્રાહ્મણ થવું એ જાણે ગુનો જ થઈ ગયો છે.

* જુઓ પાના ૫૩ ઉપરનો લેખ

બ્રાહ્મણ બ્રાહ્મણ છે એટલા માટે જ એને નોકરી મળવી મુશ્કેલ થઈ જાય છે. તમે લોકો હરિજનોનું કામ લઈને બેઠા છો. હરિજનોદ્ધાર બેશક કરો, પણ બ્રાહ્મણોને દબાવવા એ ન્યાય ક્યાંનો ? બહોળા કુટુંબનું ખર્ચ ચલાવવું કેટલું આકરું છે એનો તમને ખ્યાલ નહિ હોય. જ્યાં નોકરી ખોળીએ ત્યાં પૂછે છે, ન્યાતે કેવા છો ? બ્રાહ્મણ કહીએ કે તરત પૂછનારનો અવાજ બદલાયો જ. આ વલણ શું યોગ્ય છે ?'

"આવે પ્રસંગે શો જવાબ આપવો એ સૂઝતું નથી. કેમકે જવાબમાં કેવળ વાજબીપણું હોય એટલું બસ નથી. પણ લખનારને આશ્વાસન પણ એમાંથી મળવું જોઈએ. આપ શું આશ્વાસન આપશો ?"

હું આશા રાખું છું કે જે અનુભવ મજકૂર બ્રાહ્મણને થયો એવો ઘણાને નહિ થતો હોય. એકને પણ ન થવો જોઈએ એમાં શક નથી. જે લાયક હોય તેને નોકરી મળવી જોઈએ. એમાં જાતિ, વર્ણ કે ધર્મનો ભેદ ન હોવો જોઈએ. આ દેશમાં, આ દેશના હોય તેને, નોકરી કે ધંધો મળવો સહજ હોવું જોઈએ.

આ આદર્શની વાત થઈ. આપણા દેશમાં ઊંચનીચ વગેરે ભાવોએ જડ ઘાલી છે, તેથી ગુણદોષની તપાસ કરતાં જાતિ, વર્ણ, ધર્મ ઇત્યાદિની વધારે તપાસ થાય છે. એટલે જ્યાં બ્રાહ્મણને ન રાખવાનો આગ્રહ હોય ત્યાં તેને ન રાખવામાં આવે એમાં આશ્ચર્ય પામવાપણું નથી. આપણાં પાપને લીધે, ધર્મમાં પેઠેલા સડાને લીધે, અશુભ બનાવો બન્યા જ કરશે. એટલે, એને આપણે પ્રાયશ્ચિત્તરૂપે સહન કરવા ઘટે છે.

પણ, જે જન્મે બ્રાહ્મણ છે અને બ્રાહ્મણધર્મનું પાલન કરવા માગે છે તે નોકરી કાં શોધે ? બ્રાહ્મણ હોવાનો દાવો કરનારે તો, લોકોમાં બ્રહ્મજ્ઞાનનો પ્રચાર કરી, આજીવિકાનો આધાર ધાર્મિક વૃત્તિના યજમાનો ઉપર રાખવો ઘટે છે. નોકરી શોધનાર બ્રાહ્મણને ખરું આશ્વાસન તો એ જ હોય કે, તેણે પોતાનો ધર્મ પાળવો, એટલે તેને નિરાશાનું કારણ જ નહિ રહે.

વર્ણધર્મનો લોપ થયો છે એમ કહેનાર હું ભીડમાં આવ્યે વર્ણધર્મનો આશ્રય કેમ લઉં છું એમ કહી, મને કોઈ નહિ નિંદે

એવી ઉમેદ રાખું છું. કેમકે, વર્ણધર્મનો લોપ થયો છે તેનો એ અર્થ નથી કે તેનું પાલન કોઈએ ન કરવું જોઈએ. વર્ણધર્મને માનનારે તો પોતાની જાત પરત્વે તે ધર્મનું પૂર્ણ પાલન કરવું જ ઘટે છે. મજકૂર બ્રાહ્મણ બ્રાહ્મણ હોવાનો દાવો કરે છે એ સૂચવે છે કે, એ પોતે વર્ણધર્મને માને છે. તેથી મારી તો એ સલાહ છે કે એમણે તેને અનુસરવું ને નોકરીનું પ્રલોભન છોડવું.

આ કઠિન કાળમાં પણ બ્રાહ્મણોએ વ્યક્તિરૂપે દેશની ઓછી સેવા નથી કરી. બીજાઓને મુકાબલે બ્રાહ્મણોનો ત્યાગ અવશ્ય વધશે. પણ બ્રાહ્મણોનો ઉત્તમ ત્યાગ તો નોકરી ઇત્યાદિ અર્થ માત્રનો ત્યાગ છે. બ્રાહ્મણધર્મ કેવળ પરમાર્થથી જ શોભે. બ્રાહ્મણ જો વર્ણધર્મનો મર્મ જાણી તે પ્રમાણે વર્તે તો વર્ણધર્મનો પુનરુદ્ધાર સહેલાઈથી થઈ શકે છે. તેથી, મજકૂર બ્રાહ્મણને અને તેના જેવી સ્થિતિના બીજા બ્રાહ્મણોને મારી સલાહ છે કે, તેઓએ બ્રાહ્મણ-ધર્મ પાળવાની યોગ્યતા મેળવવી. તે પ્રમાણે પોતાનું વર્તન રાખવું, ને અર્થલાભનો લોભ છોડવો.

'હરિજનબંધુ', તા. ૧૦-૯-'૩૩

## ૨

('બ્રાહ્મણે શું કરવું?' એ) મારા લેખ ઉપરથી મૂળ લખનાર મહારાષ્ટ્રી ફરી નીચે પ્રમાણે લખે છે:

"'બ્રાહ્મણે શું કરવું?' એ મથાળા તળે આપે જે જવાબ લખ્યો છે તેથી મને સમાધાન થયું નથી એમ મારે સાદર જણાવવું જોઈએ. મને કાગળ લખનાર ભાઈ આદર્શ બ્રાહ્મણ હોવાનો દાવો કરતા જ નથી. તેઓ ન્યાતે બ્રાહ્મણ છે એ વાત ટળે એમ નથી. ધારો કે એને ઠેકાણે હું જ છું. મને બ્રાહ્મણધર્મનું વિશેષ પાલન કરવાનો ઉત્સાહ ન હોય. જન્મે હિંદુ છું, હિંદુ જ રહેવા માગું છું. જન્મે બ્રાહ્મણ હોઈ હિંદુ રહેતા છતાં, મારાથી બ્રાહ્મણેતર તો થવાય જ નહિ. હું જાણું છું કે, અમારે ત્યાં બ્રાહ્મણોના હાથમાં રાજસત્તા હતી ત્યારે ધાર્મિક પ્રતિષ્ઠા અને રાજકીય લાગવગને લીધે બ્રાહ્મણો જ્યાં ત્યાં ફાવ્યા. અંગ્રેજી રાજ્ય થયા પછી પણ, સમય વરતી, બુદ્ધિને જોરે બ્રાહ્મણો સરકારી નોકરીમાં

અને બુદ્ધિજીવી ધંધાઓમાં આગળ આવ્યા. એ બધું હું સમજું છું. એ જ્યાં સુધી હું સમજતો નહોતો ત્યાં સુધી, ધારો કે, મારી ન્યાતના યુવાનોની જ કેળવણી પાછળ મેં મારી બધી કમાણી પણ ખરચી. આજે એને માટે મને પસ્તાવો થાય છે. એને માટે હું પ્રાયશ્ચિત્ત કરવા પણ તૈયાર છું. જ્યાં શ્રમ ઓછો ને કમાણી વધારે એવા ધંધાઓમાં બ્રાહ્મણેતરોને જ વધારે અવકાશ મળવો જોઈએ એમ પણ કબૂલ કરું છું. પણ ગમે તેટલું પ્રાયશ્ચિત્ત કરું તોયે મારે મારા બહોળા કુટુંબનું ભરણપોષણ તો કર્યે જ છૂટકો. હું આખો દિવસ વૈતરું કરું, પણ મારે દોઢસો કે બસો રૂપિયાની જરૂર છે. ત્યારે મારે શું કરવું? ધાર્મિક વૃત્તિના યજમાન મને ક્યાં સંઘરવા તૈયાર છે? અને બ્રહ્મજ્ઞાનના પ્રચારનો ધંધો હું શી રીતે કરી શકું? હું તો સામાન્ય નાગરિક છું. સામાન્ય લોકોને બ્રહ્મજ્ઞાનની પડી નથી. વર્ણધર્મ સ્થપાય તો હું જરૂર રાજી થાઉં. પણ ત્યાં સુધી મારી આજીવિકાનું શું? હું બ્રાહ્મણ હોવાને કારણે કશો ખાસ લાભ માગતો નથી. બ્રાહ્મણ છું એટલા જ માટે મને સરકારી નોકરી કે મ્યુનિસિપાલિટી જેવી જાહેર સંસ્થાની નોકરી ન મળે, અથવા એમાં મુશ્કેલી ઉત્પન્ન થાય, એનો ઇલાજ શો? આ બધું મારા મિત્ર વતી નથી લખતો. પણ ઘણા બ્રાહ્મણો જે વાત કરે છે તેનો સાર મેં આપ્યો છે. આપ યોગ્ય સમજો તો આ સ્થિતિની ચર્ચા કરશો."

આ કાગળ ઉપરથી ઘણા પ્રશ્નો ઊઠે છે. બ્રાહ્મણને જે અગવડ પડે છે એ બીજાને વેઠવી નથી પડતી એમ નથી. આજે એક નહિ તો બીજે બહાને સૌને ઓછાવત્તા પ્રમાણમાં નોકરી મેળવતાં મુશ્કેલી પડે જ છે. આજ લગી બ્રાહ્મણ નોકરી સહેજે મેળવી શક્યા છે. હવે તેમ નથી થતું. બ્રાહ્મણની જે સ્થિતિ આજે થઈ કે થતી જણાય છે તેવી બીજાઓની થોડાં વર્ષ પહેલાં હતી એમાં તો શંકા નથી. જ્યાં જાતિઓ વર્તે ત્યાં આવી ચડતીપડતી થયાં જ કરશે. તેથી કોઈને સંતોષકારક આશ્વાસન આપવું મુશ્કેલ છે.

આ અગવડના મૂળમાં એક વસ્તુ રહેલી છે એ વિચારવા યોગ્ય છે. નોકરીની સંખ્યા હમેશાં મર્યાદિત રહેવાની. તેને સારુ ઉમેદવારોની સંખ્યા વખત જતાં વધ્યાં જ કરશે. તેથી સીધો રસ્તો એ જ જણાય છે કે, નોકરીનો ત્યાગ કેળવવો ને બીજા

ધંધા તરફ વળવું, તેની યોગ્યતા મેળવવી. એવો ફેરફાર કરવામાં સંધિકાળમાં કષ્ટ અવશ્ય પડશે, પણ પરિણામ સરસ જ આવશે. બીજા દેશોમાં આવા અનુભવ થયા છે, ને જેઓ આજ લગી નોકરી કરતા તે ધંધે વળગ્યા છે.

બીજી વસ્તુ ધ્યાનમાં લેવા લાયક એ છે કે, ખર્ચ કમી કરવું, કૌટુંબિક ને વ્યક્તિગત હાજત ઘટાડવી. જીવન સાદું કરવાની આવશ્યકતા દિવસે દિવસે આખા જગતમાં વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે. 'સાદું જીવન ને સરસ વિચાર' એવો અર્થ સૂચવતી એક અંગ્રેજી કહેવત છે. હિંદુસ્તાનમાં તો સાદાઈ એ માત્ર એક સદ્દગુણ જ નથી, પણ ધર્મનું અંગ છે.

કુટુંબની સ્ત્રીઓએ પણ ઘરખર્ચમાં યથાશક્તિ ફાળો ભરવાની આવશ્યકતા છે. મજૂરવર્ગની સ્ત્રીઓ ઘરસંસાર ચલાવતી છતી કંઈક મજૂરી કરી કમાય છે. બીજી સ્ત્રીઓ એમ કાં ન કરે? એક કુટુંબમાં ખાનાર ઘણાં ને કમાનાર એક જ હોય, તો તેની ઉપર અયોગ્ય ભાર પડ્યા વિના ન જ રહે. તેથી જે બ્રાહ્મણોને નોકરી મળવામાં મુશ્કેલી આવે છે તેઓએ આ સૂચના પણ વિચારવી ઘટે છે.

'હરિજનબંધુ', તા ૧૭–૯–'૩૩

## ૧૮. ક્ષત્રીધર્મ

કાઠિયાવાડ રજપૂત પરિષદ ભરાવાની છે, તેમાં હાજરી ભરવાની મને બહુ હોંશ રહે; પણ તે તો અશક્ય જ છે.

કાઠિયાવાડ શૂરવીરોની ભૂમિ હતી. રજપૂતોની બહાદુરી જગત્પ્રસિદ્ધ છે. પણ પ્રાચીન બહાદુરીની સ્તુતિથી કંઈ આજે રજપૂતો બહાદુર થઈ શકે તેમ નથી. બ્રાહ્મણે બ્રહ્મજ્ઞાન છોડ્યું, રજપૂતે રક્ષાનો ધર્મ છોડી વણિક્વૃત્તિ સ્વીકારી. વાણિયા દાસ બન્યા. પછી શૂદ્ર સેવક મટે તેમાં તેનો દોષ કોણ કાઢી શકે?

ચાર વર્ણ પતિત થયા, એટલે એ ચારમાંથી પાંચમો ધર્મવિરુદ્ધ વર્ણ પેદા થયો, ને તે અસ્પૃશ્ય મનાયો. પાંચમાને ઉત્પન્ન કરી, તેને દાબી ચાર વર્ણ પોતે દબાયા ને પતિત થયા.

આવી કઠિન દશામાંથી હિંદુને કોણ કાઢે? હિંદુ ન બચે તો મુસલમાન બચી જ ન શકે. બાવીસ કરોડનું પતન થાય તો સાત કરોડ નભી જ ન શકે. રેલગાડી ચાલતી હોય ત્યારે આપણે નજીકમાં નથી ઊભા રહી શકતા, કેમકે એનો મોટો વેગ આપણને ખેંચી જાય.

એટલે, હિંદુસ્તાનને સ્વતંત્ર થવાનો ઇલાજ હિન્દુઓની ઉન્નતિમાં રહેલો છે. હિંદુઓની ઉન્નતિ કેવળ ધાર્મિક હોય તો જ હિંદુસ્તાન બચે. હિંદુઓ પશ્ચિમના પશુબળનું અનુકરણ કરવા જાય તો પોતે પડે ને બીજાને પાડે.

આ પડેલા હિંદુ સંસારને કોણ ઉગારે? ભયભીતને નિર્ભય કોણ કરે? એ ધર્મ તો ક્ષત્રિયનો જ હોય. એટલે, રજપૂત પરિષદ જો પોતાનું કર્તવ્ય સમજવા ને બજાવવા ઇચ્છે તો તેણે પોતાનો ધર્મ વિચારવો જોઈશે.

રક્ષા કરવાને સારુ તલવારની જરૂર નથી. તલવારનો જમાનો ગયો છે, અથવા જવાની અણી ઉપર છે. તલવારનો અનુભવ જગતે ખૂબ મેળવી લીધો છે. જગત હવે તલવારથી ત્રાસ્યું છે. પશ્ચિમને પણ થાક ચડ્યો હોય એમ ભાસે છે. મારીને રક્ષા કરે તે ક્ષત્રિય નહિ, પણ મરીને રક્ષા કરે તે ક્ષત્રિય. ભાગે તે ભડ નહિ, પણ છાતી સામી રાખી ઊભો રહ્યો, ઘા કર્યા વિના, ઘા ઝીલે તે ક્ષત્રિય.

પણ ઘડીભર કહો કે તલવારની આવશ્યકતા છે. તોયે શું? તલવાર જો રામે ચલાવી હોય તો તેમ કરતા પહેલાં ચૌદ વર્ષ વનવાસ ભોગવી તપશ્ચર્યા કરી નિર્મળ થયા. પાંડવોએ પણ વનવાસ સેવ્યો. અર્જુનને છેક ઇન્દ્ર પાસે જઈ અસ્ત્ર મેળવવાં પડ્યાં.

શસ્ત્રબળ પહેલાં તપબળ જોઈએ. જો તે ન હોય તો જાદવાસ્થળી થાય, ને જેમ જાદવો પોતે જ પોતાના શસ્ત્રથી નાશ પામ્યા તેમ આપણાં શસ્ત્ર આપણો જ સંહાર કરે.

તેથી, રજપૂત પરિષદનું પ્રથમ કર્તવ્ય આત્મોન્નતિ છે. રજપૂત પોતાના હકોની વાત તો કરશે, પણ પોતાના ધર્મની વાત પ્રથમ કરે : વ્યસનો છોડે, સાદાઈ ગ્રહણ કરે, ગરીબમાં ગરીબ કાઠિયાવાડીને ઓળખે, તેનાં દુઃખમાં ભાગ લે, તેની સેવા કરે. આ સેવા કરવાનો હક કોઈ છીનવી લે તેમ નથી. કાઠિયાવાડના કોઈ પણ જણને કાઠિયાવાડ છોડવું પડે તો રજપૂતે લજ્જિત થવું જોઈએ. જ્યાં રેંટિયો છે, પીંજણ છે, સાળ છે, ત્યાં આજીવિકા છે જ. કાઠિયાવાડની અમૃત જેવી હવા છોડી મુંબઈની ગલીચ હવા ખાવા કાઠિયાવાડીઓ શા સારુ જાય? આનો જવાબ બીજા કાઠિયાવાડી આપે તેના પહેલાં રજપૂતોએ આપવો જોઈએ. આનું લાંછન કાઠિયાવાડના રાજાઓ ઉપર છે જ. કાઠિયાવાડના રાજાઓ પ્રજાના હિતનો જ વિચાર કરે તો કાઠિયાવાડની પ્રજાને દેશવટો શાને લેવો પડે? રજપૂત પરિષદમાં રાજાઓ તો નહિ હોય; પણ રજપૂતો ધારે તો રાજા પણ સમજે. આ જમાનો પ્રજાસત્તાનો છે. એટલે, પ્રજા જેવી થશે તેવા રાજા થવાના ને રહેવાના. પ્રજાજાગૃતિમાં રજપૂતો સારો ફાળો ભરી શકે છે.

બીજાના દોષો કાઢવા કરતાં પરિષદના સભ્યો પોતાના દોષો કાઢવામાં વધારે કાળ ગાળશે, તો બીજાઓને તેઓ ધોરી માર્ગ બતાવશે. આજકાલ આપણે આપણાં દુઃખોને સારુ બીજાને વગોવીએ છીએ. ભૂલી જઈએ છીએ અથવા ભૂલી જવા માગીએ છીએ કે, આપણાં દુઃખોને સારુ આપણે જ જવાબદાર હોઈએ છીએ. જુલમ સહનાર ન હોય ત્યાં જાલિમ શું કરે? આપણે વશ થવાની નબળાઈ સંઘરીએ ત્યાં સુધી વશ કરનારા મળ્યાં જ કરશે. વશ કરનારને ગાળો ભાંડવી એ સહેલો પણ નિષ્ફળ ધંધો છે. આપણી નબળાઈ શોધી તેને દૂર કરવી એ મુશ્કેલ તો છે,

પણ એ જ ફળદાયી છે. અને એ નબળાઈ દૂર કરવાનો ઇલાજ આપણી જ પાસે હોવાથી તે કોઈ છીનવી શકતું નથી.

રજપૂત પરિષદના સભ્યો આ વિચારને પ્રધાનપદ આપી આત્મનિરીક્ષણ કરે એમ મારી તેઓ પ્રત્યે પ્રાર્થના છે.

છેવટમાં, તેમને અનુભવબિંદુ આપું. ભાષણોથી ને ભાષણ કરનારાઓથી ડરજો. તેમનાથી દૂર રહેવું સારું. મૂંગે મોઢે કામ કરવાની જ પદ્ધતિ રાખવામાં આવશે તો કામ સુધરશે. ભૂખનું દુઃખ રડનાર ભૂખ્યાની ભૂખ દૂર નહિ કરે; પણ, એક જન્મે મૂંગો સાધુપુરુષ તેની પાસે મૂઠી બાજરી લઈ જશે તો ભૂખ્યાની આંખ ચળકશે, તેના ચહેરા ઉપર લાલી ફરી વળશે, ને તેના હોઠ ઉપર હાસ્ય જોવામાં આવશે. તેની આંતરડી પેલા મૂંગાને દુઆ દેશે. ઈશ્વર આપણને ભાષણોથી શિક્ષણ નથી આપતો; તે સદાય પ્રવૃત્તિમાન રહે છે. આપણે સૂઈએ છીએ ત્યારે પણ તે જાગતો રહે છે. તેને પોતાના કામમાંથી બોલવાનો વખત જ નથી બચતો. રજપૂતો કેવળ કાર્ય કરીને કાઠિયાવાડના બીજા બોલકણા મુત્સદ્દી સ્વયંસેવકોને પદાર્થપાઠ આપો એવી મારી તેઓ પ્રત્યે વિનંતિ છે.

૨૫–૫–૧૯૨૪

# ૧૯. વેપારીનું કર્તવ્ય

[ધૂળિયાના વેપારીઓએ આપેલાં થેલી અને માનપત્રના જવાબમાં આપેલું ભાષણ, મહાદેવભાઈના 'મહારાષ્ટ્રના પત્ર'માંથી. માનપત્રમાં ગાંધીજીને 'વાણિયાના દીકરા' તરીકે ઓળખાવવામાં આવ્યા હતા તે વિષે ઉલ્લેખથી ગાંધીજી શરૂ કરે છે. —**પ્રકાશક**]

"હું ગરીબ વણિકપુત્ર છું એ તમે મને ઠીક યાદ કરાવ્યું. ગરીબ વણિકપુત્ર હોઈને જ હું હિંદુસ્તાનમાં ગરીબ લોકોને માટે એક પ્રચંડ વેપાર ચલાવી રહ્યો છું. અને વાણિજ્ય ઉપરાંત

ગોરક્ષણ પણ મારો ધંધો હોવો જોઈએ; એટલે ગોરક્ષાનો ધંધો પણ ઉપાડી લીધો છે . . . આજે શુદ્ધ વાણિજ્યના વેપારનો સંપૂર્ણ નાશ થયો છે; અને એમ જ, વિવેકપૂર્ણ ગોરક્ષાનો પણ નાશ થયો છે. અને હું પોતાને વિવેકશીલ વણિક મનાવું છું, એટલે આ બે ધંધા તમારી આગળ રજૂ કરી રહ્યો છું. મારામાં વણિકબુદ્ધિ છે, ક્ષત્રિયતા પણ છે, કંઈક બ્રાહ્મણત્વ પણ છે. પણ આ બધી વાતો છોડીને, હું આ વર્ષ માટે એક કંજૂસ વાણિયો બની જવા માગું છું; અને જેમ એક લોભી વાણિયો કોડી કોડીનો હિસાબ કરે છે, તેમ તમારી પાસે હું કોડી કોડીનો હિસાબ કરવા માગું છું. એટલે, તમે ૪૧૦૦ આપ્યા છે અને કદાચ કાલ સુધીમાં ૫,૦૦૦ પૂરા કરો; તોપણ મારું મન મને કહ્યાં જ કરવાનું કે, ધૂળિયાના લોકોએ કેમ વધારે ન આપ્યા? હું વણિક છું એટલે વધારે માગું છું એમ નહિ; પણ મને લાગે છે કે, હિંદુસ્તાન શૂદ્રે નથી ગુમાવ્યું, ક્ષત્રિયે નથી ગુમાવ્યું, બ્રાહ્મણે નથી ગુમાવ્યું, પણ વણિકોએ જ ગુમાવ્યું છે; અને એ જો પાછું લઈ શકે તો તે વણિક જ લઈ શકે એમ છે. ઇતિહાસમાં એવા દાખલા મોજૂદ છે, જેમાં વાણિયાઓ અભિમાનપૂર્વક કહે છે કે, અમે સરકારને મદદ કરેલી, અમે જાસૂસી કરેલી, અમે સરકારની અમુક સેવા કરેલી, અને હવે અમને સરકાર મદદ કરે તો સારું. રમેશચંદ્ર દત્તે પણ બતાવ્યું છે કે હિંદુસ્તાન વેપારીઓ મારફત જ ગયું છે.

"વેપાર કરવામાં શરમાવાનું કશું કારણ નથી. વાણિજ્ય જો યોગ્ય રીતે થાય તો તેમાં કશી નામોશી નથી. અંગ્રેજો તો વેપારી તરીકે આવેલા. તે વેપારને માટે ક્ષત્રિય થયા. તે વેપાર ઉપર સ્થપાયલા તેમના રાજ્યની રક્ષા માટે બ્રાહ્મણ પણ બન્યા. વર્ણાશ્રમધર્મ નથી બતાવતો કે, વાણિયો બ્રાહ્મણ ન બને, માતા કે બહેનની રક્ષા માટે ક્ષત્રિય ન બને. વર્ણાશ્રમધર્મ પ્રમાણે તો વણિકધર્મનું વિશેષત્વ વણિકત્વ છે, 'કૃષિગોરક્ષવાણિજ્ય' છે.

પોતાનો વેપાર વધારવા, અંગ્રેજો વેપારી છતાં, તેમણે પોતાની બુદ્ધિ, જ્ઞાન અને શૌર્યનો સમુચ્ચય કર્યો, અને તેમની શક્તિથી ચકિત થઈને વર્ણધર્મ ભૂલી આપણે પાગલ બન્યા, નામર્દ બન્યા, દેશદ્રોહી બન્યા, વણિકનો સ્વભાવજ ધર્મ ભૂલી ગયા. હવે બાજી સુધરવાની, નથી વકીલોથી, ડૉક્ટરોથી, બ્રાહ્મણોથી કે ક્ષત્રિયોથી. પણ વણિકો પોતાનો સ્વધર્મ આચરે, દેશને માટે કૃષિ, ગોરક્ષ અને વાણિજ્યની સાધના કરે, તો જ સુધરવાની છે. આ મારો તમારા માનપત્રનો જવાબ છે.

"તમારી કાળી ટોપીઓ, તમારી સ્ત્રીઓની સાડીઓ, એ શરમનો, ગુલામીનો પોષાક છે. લોકોના હાથમાં એ ટોપીઓ સાડીઓ મૂકનાર વાણિયો છે. તમારે કાચા માલનું રક્ષણ કરવું રહ્યું. તેને બદલે તમે તેને સોદો બનાવ્યો. તમે ગાયનું રક્ષણ કરવાને બદલે તેને સોદો બનાવ્યો. એટલે આજે તમારી બુદ્ધિ જડ થઈ ગઈ છે. તમે મિલો બનાવો છો, પશ્ચિમની રાક્ષસી સભ્યતાનું અનુકરણ કરો છો, અને લોકોનું સત્ત્વ ચૂસનારી સામગ્રી ઊભી કરો છો. જો પશ્ચિમના લોકો પૂર્વના લોકોને ચૂસવાનું બંધ કરે, તો તેમના ૫૦ ટકા સંચા બંધ થશે. તમે પણ એ રસ્તે ચાલ્યા છો. તમે જો સ્વરાજને માટે લાયક બનવા માગતા હો, તો હું જે જૂઠું વાણિજ્ય કહું છું તે છોડો, અને સાચું વાણિજ્ય ગ્રહણ કરો. તમારો સાદો સીધો ધર્મ એ છે.

"ભગવદ્‌ગીતાનો વૈશ્ય કરોડાધિપતિ બનનારો નથી, પણ દેશને કુટુંબ સમજીને દેશના હિત માટે પોતાના ધર્મને આચરનારો છે. થોડો બુદ્ધિનો પ્રયોગ કરો, થોડો વિચાર કરો, થોડું બ્રહ્મચર્યનું પાલન કરો, તો તમારું કર્તવ્ય સ્પષ્ટ સમજાશે. તમે તમારું કર્તવ્ય સમજતા થાઓ તો ૬૦ કરોડનું પરદેશી કાપડ આવતું અટકે અને ૯ લાખ ચામડાં પરદેશ જતાં અટકે. પણ આજે તો તમને આદર્શ ગોશાળા બનાવવા કહું છું, આદર્શ ચર્માલય બનાવવા કહું છું, તો તમે મોં મરડો છો.

"હું સાઠ વર્ષનો થયો એટલે મારી બુદ્ધિ મારી ગઈ છે એમ નથી. પણ મારી સાથે તો સેંકડો જુવાનો કામ કરી રહ્યા છે. મને ખબર નથી કે કેટલાં વર્ષ જીવવું છે. હું તો ગંગાકિનારે બેઠો છું; હું શા સારુ અમુક વસ્તુને ખોટી સમજીને સાચી તરીકે મનાવવા પ્રયત્ન કરું? તમે મને મારી પ્રવૃત્તિ ખોટી છે એટલું સમજાવો તો હું તમારે ચરણે બેસીશ — જેમ પરશુરામ રામચંદ્રજીને ચરણે બેઠા હતા. મારા હૃદયને જીતનારી કોઈ પણ વ્યક્તિ મળી જાય તો તેને હું સાષ્ટાંગ કરું. પણ તમે મને બુદ્ધિ અને હૃદયથી ન જીતી શકો તો મારું ખાદી અને ગોરક્ષાનું કાર્ય ઉપાડી લો. એ વિના ઉદ્ધાર નથી."

તા. ૨૭–૨–'૨૭

# ૨૦. શૂદ્રોનો અધિકાર

[ મૈસૂરમાં ત્યાંના સંસ્કૃત વિદ્યાલયે ગાંધીજીને બોલાવીને સંસ્કૃતમાં માનપત્ર આપ્યું, તેને માટે આભાર માનતાં કરેલું ભાષણ, મહાદેવભાઈના સાપ્તાહિક પત્રમાંથી. — પ્રકાશક ]

'તમે મને સંસ્કૃત માનપત્ર આપીને ભારે માન આપ્યું છે, એ માટે આભારી છું. હું માનું છું કે, દરેક હિંદુ બાળક અને બાળાનો સંસ્કૃત જ્ઞાન મેળવવાનો ધર્મ છે; અને દરેક હિંદુએ એટલું સંસ્કૃત જાણવું જોઈએ, કે જેથી તે પોતાના વિચાર, પ્રસંગ પડે તો, સંસ્કૃતમાં જણાવી શકે.'

આટલું કહીને પંડિતોને ઉદ્દેશીને બે શબ્દો કહ્યા :

'મૈસૂર રાજ્યમાં શૂદ્રો અને અંત્યજોને સંસ્કૃત શીખવવાથી ડરતા અથવા સંસ્કૃત શીખવવામાં અધર્મ માનનારા પંડિતો પડ્યા છે એમ જાણીને મને દુ:ખ થયું. શૂદ્રોને સંસ્કૃત શીખવાનો, એટલે વેદ વાંચવાનો, અધિકાર નથી એને માટે શાસ્ત્રમાં ક્યાં પ્રમાણ છે, તે હું જાણતો નથી. પણ સનાતની હિંદુ તરીકે મારો

દૃઢ અભિપ્રાય છે કે, આવું કાંઈ પ્રમાણ હોય તોપણ આપણે આપણાં શાસ્ત્રવચનોનો અક્ષરાર્થ કરીને તેના હાર્દને હણવું નહિ જોઈએ. માનવજાતિમાં જેમ વિકાસની ક્રિયા ચાલુ છે, તેમ શબ્દોમાં પણ વિકાસ થયા જ કરે છે; અને જો કોઈ પણ વેદવચનનો બુદ્ધિ અને હૃદય ન સ્વીકારી શકે એવો અર્થ કરવામાં આવતો હોય તો તે ત્યાજ્ય છે.

'હવે, મારી સમજ પ્રમાણે, હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને ક્યાંય સ્થાન નથી. અને હિંદુસ્તાનના ઘણા ભાગમાં મેં એવા ઘણા 'અસ્પૃશ્યો'ને જોયા છે, કે જેઓ સ્પૃશ્ય ભાઈઓના કરતાં બુદ્ધિ કે નીતિમાં જરાય ઊતરતા નથી. આજે જે બ્રાહ્મણ બાળક અને બાળાઓએ સંસ્કૃત શ્લોકો સંભળાવ્યા, તેના જ જેવા શુદ્ધ ઉચ્ચાર કરનારા આદિકર્ણાટક બાળકો તો મેં મૈસૂરમાં ઘણા જોયા છે. એટલે, અસ્પૃશ્યતાને હિંદુધર્મમાં કોઈ પણ કારણે સ્થાન ન હોઈ શકે, એમ હું આગ્રહપૂર્વક માનનારો છું. આમ છતાં, તમે મને વિદ્યાલયમાં બોલાવી માન આપ્યું, અને મારા વિચારો પ્રત્યે પણ સહાનુભૂતિ આપી, તે માટે હું આપનો આભારી છું.

'અહીં અનેક બ્રાહ્મણો તકલી ચલાવી રહ્યા છે તે જોઈને મને બહુ આનંદ થાય છે. પણ એ તકલીના સૂતરે જનોઈ બનાવીને જ તમે સંતોષ ન માનો એમ હું ઇચ્છું છું. જનોઈ તો એ સૂતરનાં જ બનાવજો; પણ તમારાં કપડાં પણ એ સૂતરનાં બનાવી પહેરતા થશો તો જ તમે ધર્મને શોભાવશો. અહીં વિદ્યાલયમાં આવી, વિદેશી વસ્ત્રો પહેરેલા બાળક બાળાઓને સંસ્કૃત શ્લોકો ઉચ્ચારતા જોઈ, મને તો બહુ દુઃખ થયું. મને એ બહુ ભૂંડું લાગ્યું. બાહ્યાચારમાં ધર્મનું રહસ્ય નથી રહેલું, પણ બાહ્ય ઘણી વાર આંતરને પ્રકટ કરનાર હોય છે. એટલે, જ્યારે જ્યારે સંસ્કૃત પાઠશાળાઓમાં જાઉં છું અથવા જ્યાં આર્યવિદ્યાનો અભ્યાસ ચાલતો હોય તેવી સંસ્થામાં જાઉં છું, ત્યારે આપણા પ્રાચીન ઋષિઓના સાદા અને પવિત્ર વાતાવરણની ઝાંખી

કરવાની આશા રાખું છું. એ ઝાંખી હું અહીં નથી કરી શક્યો એ માટે દિલગીર છું. અને હું શિક્ષકો અને બાળકોનાં માતપિતાને વિનંતી કરું છું કે, તેઓ અહીં ભણતાં બાળકોને આર્યસંસ્કૃતિને અનુરૂપ ખાદી પહેરાવે.'

તા. ૨૧-૮-'૨૭

## ૨૧. હજામ કે વાળંદ?

એક ભાઈ પાલીતાણાથી લખે છે :

"આપશ્રી 'વાળંદ' શબ્દને બદલે 'હજામ' શબ્દનો ઉપયોગ કરો છો. શ્રીમાન કાકા કાલેલકરે માન્યવર શ્રી. ધર્માનંદ કોસંબીના 'આપવીતી' નામના મરાઠી પુસ્તકના અનુવાદમાં 'વાળંદ' શબ્દનો ઉપયોગ કર્યો છે, અને બીજે પણ તે જ શબ્દ વાપરે છે. તેમ જ ગુજરાતી ભાષામાં સામાન્ય રીતે 'વાળંદ' શબ્દ જ વપરાય છે.

'હજામ' શબ્દસંબોધનથી વાળંદ પ્રત્યે સમાજ તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે; અને ઘણી વખત કેટલાક ભાઈઓ તરફથી તે માટે સહન પણ કરવું પડે છે. વળી બીજા લેખકો પણ આપશ્રીનું અનુકરણ ઘણે ભાગે કરે જ છે. એટલે ભવિષ્યને માટે પણ તે સુધારો બહુ જ જરૂરી હોઈને, આપશ્રી બની શકે તો કૃપા કરી 'નવજીવન' દ્વારા તે સંબંધી સુધારો જાહેર કરશો, તો ગરીબ કોમ ઉપર ઉપકાર થશે."

હજામ શબ્દના ઉપયોગમાં જે તિરસ્કાર રહ્યો છે તે, ખરું જોતાં, ધંધા પરત્વે છે. હજામ શબ્દનો ઉપયોગ જેનો ધંધો વાળ ઉતારવા કાપવાનો છે તેને વિષે છે. તે ન ગમે તો હું વાળંદ શબ્દનો જ ઉપયોગ 'નવજીવન'માં કરીશ. પણ તેથી મુખ્ય રોગનું નિવારણ થતું નથી એવો મારો દૃઢ અભિપ્રાય છે. જે જે આવશ્યક પણ મેલું સાફ કરનારા ધંધા છે તે ધંધા પ્રત્યેનો અણગમો દૂર કરવો એ જ ખરો ઉપાય છે; પછી નામ ગમે તે વપરાય, તેને વિષે આપણે બેદરકાર રહી શકીએ છીએ. 'નામ ધરાવે હેતે હરિ બાળપણામાં જાયે મરી'— તેનું આપણે શું કરીશું? તેથી હરિ શબ્દનો તિરસ્કાર નહિ કરીએ. શબ્દોની

પ્રતિષ્ઠાની વધઘટ, મનુષ્યની પ્રતિષ્ઠાની જેમ, જગતમાં થયાં કરે છે અને થયાં કરશે.

આ સુધરેલા જમાનામાં તો સૌ પોતપોતાની હજામત કરતાં શીખી રહ્યા છે, એટલે સહેજે વાળંદના ધંધામાં રહેલો ડંખ નીકળી જશે. અર્ધોપર્ધો નીકળી તો ગયો છે. મારા મનમાં તો વાળંદ, ભંગી, ચમાર, ઢેઢ ઇત્યાદિ શબ્દો પ્રત્યે કશો અણગમો નથી રહ્યો. હું પોતે એ બધા ધંધા કરું છું, બીજાઓને કરવા પ્રેરું છું, અને તેમ કરવામાં મને આનંદ ઉત્પન્ન થાય છે. મજકૂર ધંધાર્થી ભાઈઓને મારી સલાહ છે કે, તેઓ તે તે ધંધા પ્રત્યે સમાજમાં અણગમો છે તે વાત ભૂલી જાય. અને તે તે ધંધામાં કુશળતા મેળવી, પોતાના આચારવિચાર શુદ્ધ કરી, તે તે ધંધાની અને પોતાની પ્રતિષ્ઠા વધારે. આવા જ હેતુથી પ્રેરાઈ, મને જોકે મારી હજામત સરસ રીતે કરતાં આવડે છે તોપણ, ખાદીધારી વાળંદ જ્યાં મળી શકે છે ત્યાં તેને તસ્દી આપું છું, અને તેને દેશસેવા પ્રત્યે દોરવા મથું છું. આપણે શુદ્ધ સ્વરાજ્ય લેવું છે, તેથી જ આવા ધંધામાં રોકાયેલા બધાની મદદની તેમ જ તેમની સુધારણાની આવશ્યકતા છે. આપણામાં ચમાર, વણકર, મોચી ઢેડ ઇત્યાદિ જ્ઞાની ભક્ત થઈ ગયા છે. તો પછી તેમનામાંના કોઈ પોતાની સેવાના બળથી રાષ્ટ્રપતિ થાય તો શી નવાઈ છે? આવો ધંધો કરનારા પોતાના આચાર અણીશુદ્ધ રાખી શકે છે, તેમ પોતાની બુદ્ધિ તેજસ્વિની કરી શકે છે. દુ:ખ એ છે કે, એવા ધંધા કરનારા બુદ્ધિશાળી નીવડે છે ત્યારે તેમને પોતાના ધંધાની શરમ ઊપજે છે અને છેવટે છોડી દે છે. મારી કલ્પનાનો રાષ્ટ્રપતિ વાળંદના કે મોચીના ધંધામાંથી પોતાની આજીવિકા મેળવતો હોય, છતાં રાષ્ટ્રનું સુકાન પણ ચલાવી રહ્યો હોય. રાષ્ટ્રકાર્યના બોજાને અંગે પોતાના ધંધાને સંપૂર્ણતાએ તે પહોંચી ન શકે એ સંભવે, પણ એ તો નોખો પ્રશ્ન થયો.

તા. ૨૨–૧૨–'૨૯

# ૨૨. જાતમહેનત

## ૧

(સત્યાગ્રહાશ્રમની નિયમાવલીમાંથી)

"અસ્તેય અને અપરિગ્રહના પાલનને સારુ જાતમહેનતનો નિયમ આવશ્યક છે. વળી, મનુષ્યમાત્ર શરીરનિર્વાહ શારીરિક મહેનતથી કરે તો જ તે સમાજના ને પોતાના દ્રોહમાંથી બચી શકે. જેનું અંગ ચાલી શકે છે ને જેને સમજણ આવી છે તેવાં સ્ત્રીપુરુષે પોતાનું બધું નિત્યકામ, જે પોતે આટોપવા યોગ્ય હોય તે, આટોપી લેવું જોઈએ, અને બીજાની સેવા વિનાકારણ ન લેવી જોઈએ. પણ બાળકોની, બીજા અપંગ લોકોની, અને વૃદ્ધ સ્ત્રીપુરુષોની સેવા પ્રાપ્ત થાય ત્યારે તે કરવાનો, સામાજિક જવાબદારી સમજનાર પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

"આ આદર્શને અવલંબીને આશ્રમમાં મજૂરો અનિવાર્ય હોય ત્યાં જ રાખવામાં આવે છે. ને તેમની સાથે શેઠચાકરનો વહેવાર નથી રાખવામાં આવતો."

## ૨

(ઉપર આપેલા વ્રતને સમજાવતું 'મંગળપ્રભાત'માંનું પ્રકરણ)

જાતમહેનત મનુષ્યમાત્રને સારુ અનિવાર્ય છે એ વાત મને પ્રથમ સોંસરવી ઊતરી ટૉલ્સ્ટૉયના એક નિબંધ ઉપરથી. એટલી સ્પષ્ટ આ વાતને જાણ્યા પહેલાં તેનો અમલ કરતો થઈ ગયો હતો — રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ'* વાંચ્યા પછી તુરત. જાતમહેનત અંગ્રેજી શબ્દ 'બ્રેડ લેબર'નો અનુવાદ છે. 'બ્રેડ લેબર'નો શબ્દશઃ તરજુમો રોટી(ને સારુ) મજૂરી. રોટીને સારુ પ્રત્યેક મનુષ્યે મજૂરી કરવી જોઈએ, શરીર વાંકું વાળવું જોઈએ એ ઈશ્વરી નિયમ છે, એ મૂળ શોધ ટૉલ્સ્ટૉયની નથી, પણ તેના

* 'સર્વોદય'

કરતાં બહુ અપરિચિત રશિયન લેખક બુનોંહની છે. તેને ટૉલ્સ્ટૉયે પ્રસિદ્ધિ આપીને અપનાવી.

આની ઝાંખી મારી આંખ ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયમાં કરે છે. યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે એવો કઠિન શાપ અયજ્ઞને છે. અહીં યજ્ઞનો અર્થ જાતમહેનત અથવા રોટીમજૂરી જ શોભે છે, ને મારા મત પ્રમાણે સંભવે છે. એ ગમે તેમ હો, એ આપણા આ વ્રતની ઉત્પત્તિ છે. બુદ્ધિ પણ એ વસ્તુ ભણી આપણને લઈ જાય છે. મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઇબલ કહે છે: 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે.'

કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટચા કરે ને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે તે ખાય, તો તે લાંબો વખત ખાઈ નહિ શકે, તેને તેમાં રસ પણ નહિ રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે તો પોતાનાં જ હાથમોં હલાવીને. જો આમ કોઈક રીતે અંગકસરત રાયરંક બધાને કરવી જ પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે, એ પ્રશ્ન સહેજે પેદા થાય છે. ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસનો નિર્વાહ ખેતીથી ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાંતિ ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય.

વળી, જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે, તો ઊંચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચ-નીચતાની ગંધ પણ નહોતી ત્યાં, એટલે વર્ણવ્યવસ્થામાંયે, તે પેસી ગઈ છે, માલેકમજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડ્યો છે, ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટી પૂરતી મજૂરી કરે, તો ઊંચનીચનો ભેદ નીકળી જાય; ને પછી ધનિકવર્ગ રહેશે તે

પોતાને માલેક નહિ માને, પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવા અર્થે કરશે. જેને અહિંસાનું પાલન કરવું છે, સત્યની આરાધના કરવી છે, બ્રહ્મચર્યને સ્વાભાવિક બનાવવું છે, તેને તો જાતમહેનત રામબાણ-રૂપ થઈ પડે છે.

આ મહેનત, ખરું જોતાં તો, ખેતી જ છે. પણ સહુ તે નથી કરી શકતા એવી અત્યારે તો સ્થિતિ છે જ. એટલે ખેતીના આદર્શને ધ્યાનમાં રાખીને, ખેતીની અવેજીમાં માણસ ભલે બીજી મજૂરી કરે — એટલે કે કાંતવાની, વણવાની, સુતારની, લુહારની ઇત્યાદિ, ઇત્યાદિ.

સહુએ પોતપોતાના ભંગી તો થવું જ જોઈએ. ખાય છે તેને મળત્યાગ તો કરવાનો જ છે. મળત્યાગ કરે તે જ પોતાના મળને દાટે એ ઉત્તમ વસ્તુ છે. એ ન જ બની શકે તો સહુ કુટુંબ પોતાનું કર્તવ્ય કરે. જ્યાં ભંગીનો નોખો ધંધો કલ્પ્યો છે ત્યાં કંઈક મહાદોષ પેસી ગયો છે, એમ મને તો વર્ષો થયાં લાગ્યું છે. આ આવશ્યક, આરોગ્યપોષક કાર્યને હલકામાં હલકું પ્રથમ કોણે ગણ્યું હશે તેનો ઇતિહાસ આપણી પાસે નથી. જેણે ગણ્યું તેણે આપણી ઉપર ઉપકાર તો નથી જ કર્યો. આપણે બધા ભંગી છીએ એ ભાવના આપણા મનમાં બચપણથી જ ઠસવી જોઈએ; અને એ ઠસાવવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે, જે સમજ્યાં છે તે જાતમહેનતનો આરંભ પાયખાનાં સાફ કરવાથી કરે. આમ જ્ઞાનપૂર્વક કરશે તે તે જ ક્ષણથી ધર્મને જુદી ને ખરી રીતે સમજતો થશે.

બાળક, બુઢ્ઢાં અને રોગથી અપંગ થયેલાં મજૂરી ન કરે એને કોઈ અપવાદ ન સમજે. બાળક માતામાં સમાય છે. જો કુદરતના કાયદાનો ભંગ ન થતો હોય તો બુઢ્ઢાં અપંગ ન થાય, ને રોગ તો હોય જ શાને?

તા. ૬–૯–'૩૦

# ૨૩. ભિખારી સાધુઓ

ભિખારી સાધુ વિરોધી શબ્દપ્રયોગ છે એમ કદાચ ગણાય. પણ આજકાલના સાધુ એટલે ભગવાં વસ્ત્રવાળા; પછી એનું હૃદય ભગવું હોય, સ્વચ્છ હોય કે મેલું હોય. સાધુ શબ્દનો ખરો અર્થ તો જેનું હૃદય સાધુ છે, પવિત્ર છે તેવા. પણ તેવા સાધુને તો આપણે ભાગ્યે જ ઓળખીએ છીએ, પણ ભગવાં વસ્ત્રવાળા અસાધુ સાધુ ભીખ પણ માગતા નજરે આવે છે. એથી આવા ભીખ માગનારાઓને સારુ ભિખારી સાધુ એવો શબ્દપ્રયોગ કર્યો છે. તેવાને જ વિષે એક ભાઈ લખે છે :

"આપ રેંટિયાપ્રવૃત્તિથી અનેક વસ્તુ સાધવા ઇચ્છો છો. બધા ધર્મીઓનું ઐક્ય, હલકા ગણાતા વર્ણનો ઊંચ ગણાતા વર્ણની સાથે અભેદ પણ રેંટિયાપ્રવૃત્તિની મારફતે સાધવા ઇચ્છો છો. અને આ બધું બહુ સારું છે. પણ આજકાલ છતી શક્તિએ હાડકાં હરામ થઈ જવાને લીધે, ભીખ માગનારાઓની વસ્તી હિંદુસ્તાનમાં વધી ગઈ છે તેને રેંટિયો કેમ બતાવતા નથી? એવી એક સંસ્થા કાં ન કાઢો કે જેમાં ગમે તે ભિખારી કાંઈક પણ ઉદ્યોગ કરીને જ ખાઈ શકે? એવી સંસ્થા હોય તો જેઓનામાં દાન દેવાની શક્તિ છે તેઓ દાન દેવાને બદલે ઉપરના પ્રકારના આશ્રમો ઉપર ચિઠ્ઠી આપે અને તેઓને ઉદ્યમ અને ખાવાનું ત્યાં જ મળે."

આ સૂચના તો સુંદર છે, પણ તેનો અમલ કોણ કરશે? ગરીબ લોકોમાં રેંટિયા દાખલ કરવામાં જેટલી મુશ્કેલી છે તેના કરતાં ઘણી વધારે મુશ્કેલી ભિખારી સાધુઓમાં રેંટિયા દાખલ કરવામાં છે. તેમાં ધર્મભાવના બદલવાની વાત આવી જાય છે. આજ ધનવાન લોકો એમ માને છે કે, ઝોળી ધરનારની ઝોળીમાં કાંઈક પણ પૈસા મૂક્યા એટલે પરોપકાર થયો, પુણ્ય થયું. એમને કોણ સમજાવે કે, આમ કરતાં ઉપકારને બદલે અપકાર થાય છે અને ધર્મને નામે અધર્મ થાય છે, અને પાખંડને પોષણ મળે

છે? અને છપ્પન લાખ કહેવાતા સાધુઓમાં સેવા પ્રવેશ કરે, તેઓ ઉદ્યમ કરીને જ રોટલો ખાય, તો હિંદુસ્તાનને સ્વયંસેવકોનું જબરદસ્ત લશ્કર મળ્યું ગણાય. ભગવાંવાળાને આ વાત સમજાવવી એ લગભગ અશક્ય છે.

તેઓમાં ત્રણ પ્રકારના લોકો છે. ઘણો મોટો ભાગ પાખંડી, કે જે કેવળ આળસુ રહીને જ માલપૂડા ખાવા ઇચ્છે છે. બીજો ભાગ જડ, કંઈક એમ માનનારો કે ભગવું વસ્ત્ર અને ઉદ્યોગ એ એનો મેળ બાઝે જ નહિ. અને ત્રીજો ઘણો જ નાનો ભાગ, કે જે ખરેખરો ત્યાગીનો છે, પણ જેને ઘણા કાળના અભ્યાસને લીધે એમ જ લાગ્યું છે કે, સંન્યાસીથી પરોપકારાર્થે પણ ઉદ્યોગ ન થઈ શકે. જો આ છેલ્લો નાનો ભાગ ઉદ્યોગની કિંમત સમજે, ગયા યુગોમાં ગમે તેમ થયું હોય તોપણ આ યુગમાં તો સંન્યાસીએ દૃષ્ટાંત બેસાડવાને અર્થે પણ ઉદ્યોગ કરવો આવશ્યક છે એમ જો આ નાનો વર્ગ સમજી જાય, તો બીજા બે વર્ગને પહોંચી શકાય તેવું છે. પણ એ વર્ગને સમજાવવું એ ઘણું જ કઠિન કાર્ય છે. અને એ કાર્ય ધીરજથી અને એ વર્ગને જ અનુભવ મળશે ત્યારે થશે. આનો અર્થ એ થયો કે, જ્યારે રેંટિયો હિંદુસ્તાનમાં લગભગ સામ્રાજ્ય ભોગવતો થઈ જશે ત્યારે આ વર્ગ એને શરણ થશે. રેંટિયાનું સામ્રાજ્ય એટલે હૃદયસામ્રાજ્ય, અને હૃદયસામ્રાજ્ય એટલે ધર્મવૃદ્ધિ. ધર્મવૃદ્ધિ થતાં આ નાનકડો સંન્યાસીવર્ગ તેને ઓળખ્યા વિના રહેશે જ નહિ.

અને જેટલી મુશ્કેલી સંન્યાસી વર્ગને સમજાવવામાં રહી છે, લગભગ તેટલી જ ધનિક વર્ગને સમજાવવામાં રહેલી છે. ધનિક વર્ગ જો પોતાનો ધર્મ સમજી જાય, આળસને ઉત્તેજન ન આપે, અને તેથી ભિખારીને અન્ન નહિ પણ ઉદ્યમ જ આપે, તો રેંટિયાનું સામ્રાજ્ય આજે જ સ્થપાય. પણ એવી આશા ધનિક વર્ગની કેમ રાખી શકાય? ધનિક વર્ગ પોતે, પ્રમાણમાં અને સામાન્ય રીતે, આળસુ હોય છે; આળસને ઉત્તેજન તો

આપે જ છે. તેનાથી જાણ્યેઅજાણ્યે પણ આળસુ ભિક્ષુકોને ઉત્તેજન અપાઈ જ જાય. એટલે, જોકે લખનારે સૂચના તો સારી જ કરી છે, પણ એ સૂચનાનો અમલ કરવાનું ઘણું કઠિન છે એ વિચાર્યું નથી. કઠિન છે તેથી આપણે પ્રયત્ન ન કરવો એમ કહેવાનો આશય નથી. આપણે પ્રયત્ન કરતા જ રહેવું ઘટે છે. એક પણ ધનવાન સમજીને આળસુને દાન આપવાનું બંધ રાખે, એક પણ ભિખારી સાધુ જે અપંગ નથી તે ઉદ્યમ કર્યા વિના ન ખાવાની પ્રતિજ્ઞા લે, તેટલો હિંદુસ્તાનને લાભ જ છે. એટલે જ્યાં જ્યાં એવા પ્રયત્નો થઈ શકે ત્યાં ત્યાં કરવા ઘટે છે. માત્ર મુશ્કેલીઓને ધ્યાનમાં રાખ્યાથી, તાત્કાલિક ફળ ન મળે ત્યારે, નિરાશા ન ઊપજે અને સાધનની નિરુપયોગિતા આપણે માની ન લઈએ.

તા. ૧–૮–'૨૬

## ૨૮. 'સાધુ'નો ત્રાસ

પ્રશ્નકારનો એક પ્રશ્ન આ છે:

"સાધુનો જુલમ તમે જાણો છો? હૈદરાબાદમાં એક સાધુએ જુલમથી પૈસા લેવાને પ્રયત્ન કરેલો. ગુજરાતનાં ગામડાંમાં પણ આવા સાધુઓ ગામેગામ જઈને પુષ્કળ ત્રાસ આપે છે, અને ગરીબ લોકો પાસેથી જોરજુલમથી ૫૦–૧૦૦ રૂપિયાની રકમ પોતાના ભોજન — મિષ્ટાન્ન અર્થે કઢાવે છે. એ તો સારું હતું કે હૈદરાબાદમાં પોલીસ હતી. પણ ગામડાંમાં પોલીસ ક્યાંથી લાવવી? આ બાબત વિષે ગામડાંમાં રહેતા લોકોને જરૂર લખશો કે, આવા સાધુઓથી ડરી નહિ જવું; અને તેમને પૈસા આપવા અથવા જમાડવા એમાં કશુંયે પુણ્ય નથી."

આમ લોકોને દંડનારા સાધુ કહેવાવાને લાયક નથી. વેશથી ભોળવાતો આ દેશ ભગવાં વસ્ત્ર પહેરનાર કે માત્ર લંગોટીથી નિર્વાહ કરનાર લોકોથી ભોળવાઈ તેમને સાધુ તરીકે પૂજે છે.

વેશથી કોઈ સાધુ બની નથી શકતો. સાધુવેશે હજારો અસાધુ આ દેશમાં ભટકે છે. સાધુરૂપે દેખાતા કે ખરી રીતે પ્રગટ થયેલા અસાધુઓથી ગામડાંના લોકોએ ડરી જવાનું કંઈ જ કારણ નથી. ગામડાંના લોકોમાં સાધુને ઓળખવાની શક્તિ આવવી જોઈએ અને દુષ્ટ લોકોનો તેમણે ડર છોડવો જોઈએ. તેમની સામે થવાની શક્તિ તેમણે મેળવવી જોઈએ. વહેમ અને ભય બંને શત્રુઓને ગામડામાંથી કાઢી મૂકવા સારુ કેળવણી પામેલા વર્ગે ગામડામાં પ્રવેશ કરવાની આવશ્યકતા છે. સરદાર વલ્લભભાઈએ આખા હિંદુસ્તાનને ગ્રામપ્રવેશનો ધોરી માર્ગ બતાવ્યો છે. ઉપરનાં જેવાં ઘણાં કામો હવેના રચનાત્મક કાર્યક્રમમાં બારડોલીમાં થશે, ને પ્રજા નવા પદાર્થપાઠો શીખશે.

તા. ૨–૯–'૨૮

## ૨૫. દીક્ષા કોણ લે ?

જાવરા સ્ટેટમાં ગુલાબબાઈ કરીને એક ઓસવાળ સૌભાગ્યવતી બાઈ છે. તેણે હિંદીમાં એક પત્રિકા છપાવીને વહેંચી છે. તે ઉપરથી માલૂમ પડે છે કે, તેનો પતિ, જે હજુ નાની વયનો છે, તેણે દીક્ષા લેવાનો ઇરાદો કરી ઘર છોડ્યું છે, અને આ પ્રમાણે પત્ર પોતાની ૧૬ વર્ષની સ્ત્રી ઉપર લખેલો છે: "દીક્ષા લેવાનો મારો ભાવ આજ લગભગ બે વર્ષો થયાં છે. હું કુટુંબની આજ્ઞા બરોબર માગી રહ્યો છું. અહીં આવીને પણ પાંચ છ પત્રો લખ્યા છે, પરંતુ આજ્ઞા નથી મળી. હવે મેં પોતે જ દીક્ષા લેવાનો વિચાર કર્યો છે." આ પતિની ૬૦ વર્ષની વૃદ્ધ માતા છે. તેને વિષે જે સજ્જને મને પત્રિકા મોકલી તેની પાસેથી મેં વધારે હકીકત માગતાં નીચે પ્રમાણે હકીકત મળી. પત્ર હિંદીમાં છે, તેનું ગુજરાતી હું આપું છું: "ગુલાબબાઈ સાધારણ શિક્ષા પામેલી છે, હિંદી લખી વાંચી જાણે છે. પોતાના ભાવ બતાવ્યા તે પ્રમાણે તેના

મિત્રે પત્રિકા લખી આપી તે તેણે છપાવી છે. પોતાના ભાઈની સાથે જઈને પોતે જ છપાવી આવી. પતિ સામાન્ય હિંદી લખી વાંચી જાણનાર છે. કુટુંબની સ્થિતિ નાજુક છે. હજુ સુધી એને કોઈએ દીક્ષા નથી આપી.”

મારી ઉમેદ છે કે આ નવયુવકને કોઈ દીક્ષા નહિ આપે, એટલું જ નહિ પણ, તે પોતે જ પોતાનો ધર્મ સમજશે. નાની વયે બુદ્ધ કે શંકરાચાર્ય જેવા જ્ઞાની દીક્ષા લે એ શોભી શકે છે. પણ હરેક જુવાનિયા એવા મહાન પુરુષોનું અનુકરણ કરવા બેસે, તો એ ધર્મને અને પોતાને શોભાવવાને બદલે લજવે. આજકાલની લેવાતી દીક્ષામાં કાયરતા સિવાય કાંઈ જોવામાં આવતું નથી, અને તેથી જ સાધુએ પણ તેજસ્વી હોવાને બદલે ઘણાખરા આપણા જેવા દીન અને જ્ઞાનહીન હોય છે. દીક્ષા લેવી એ પરાક્રમનું કામ છે, અને તેની પાછળ પૂર્વજન્મના મહાસંસ્કાર અથવા તો આ જન્મમાં મેળવેલું અનુભવજ્ઞાન હોવું જોઈએ. વૃદ્ધ માતા અને તરુણ સ્ત્રીનો કંઈ પણ વિચાર કર્યા વિના દીક્ષા લેનારનો એટલો બધો વૈરાગ્ય હોવો જોઈએ કે આસપાસનો સમાજ તે સમજ્યા વિના ન રહે. એવી કાંઈ પણ સંપત આ દીક્ષા લેનાર જુવાનને હોય એવું જોવામાં નથી આવતું.

પણ દીક્ષા લેવાને ઉત્સુક થઈ રહેલા જુવાનિયા દીક્ષાનો વધારે વિસ્તૃત અર્થ કાં ન કરી શકે? અત્યારે તો સંસારધર્મ પાળનારા પણ બહુ ઓછા જોવામાં આવે છે. ઘેર બેઠાં દીક્ષા જેવું જીવન ગાળવામાં કાંઈ થોડું પરાક્રમ નથી જોઈતું, અને ખરી કસોટી તો તેમાં થાય જ છે. ઘણા દીક્ષા લીધેલાને હું જાણું છું, અને તેઓ બિચારા સરળતાથી કબૂલ કરે છે કે, તેમણે નથી પ્રમાદને જીત્યા, નથી પાંચ ઇંદ્રિયોને જીતી; દીક્ષા લઈને તો તેમણે કેવળ ખાવાપીવાપહેરવાની પોતાની સગવડ વધારી મૂકી છે. સંતોષપૂર્વક, પવિત્ર રહીને, સત્યને જાળવીને, ગરીબ ઘરસંસાર ચલાવવો, પરસ્ત્રીને માબહેન સમાન જાણવી, પોતાની સ્ત્રીની સાથે પણ

મર્યાદામાં રહીને જ ભોગો ભોગવવા, શાસ્ત્રાદિનો અભ્યાસ કરવો, અને યથાશક્તિ દેશની સેવા કરવી, એ કાંઈ નાનીસૂની દીક્ષા નથી. દીક્ષાનો અર્થ આત્મસમર્પણ છે. આત્મસમર્પણ બાહ્યાડંબરથી નથી થતું. એ માનસિક વસ્તુ છે, અને તેને અંગે કેટલાક બાહ્યાચાર આવશ્યક થઈ પડે છે. પણ તે જ્યારે આંતર શુદ્ધિનું અને આંતર ત્યાગનું ખરું ચિહ્ન હોય ત્યારે જ શોભી શકે. તે વિના તે કેવળ નિર્જીવ પદાર્થ છે.

તા. ૨૮–૮–'૨૭

## ખંડ બીજો : જ્ઞાતિ અને કુરિવાજો

### ૧. જ્ઞાતિ‘બંધન’

જ્ઞાતિને મેં સંયમની વૃદ્ધિને સારુ મદદગાર તરીકે સ્વીકારી છે. પણ આજકાલ જ્ઞાતિ સંયમરૂપે નથી, પણ બંધનરૂપે જોવામાં આવે છે. સંયમ મનુષ્યને શોભાવે છે ને સ્વતંત્ર કરે છે, બંધન બેડીરૂપ હોઈ ઝંખવે છે. આજકાલ જ્ઞાતિનો જે અર્થ થાય છે એ કંઈ ઇચ્છવા યોગ્ય કે શાસ્ત્રીય નથી. જે અર્થમાં આજે વપરાય છે તે અર્થમાં જ્ઞાતિ એવો શબ્દ જ શાસ્ત્ર ઓળખતું નથી. વર્ણ છે અને તે તો ચાર જ છે. પણ અગણિત જ્ઞાતિમાંયે તડાં પડ્યાં છે ને તેમાં બેટીવ્યવહાર બંધ થતો જોવામાં આવે છે. આ ઉન્નતિનાં લક્ષણ નથી, પણ અવનતિનાં છે.

આવા વિચાર નીચેના કાગળ ઉપરથી ઉત્પન્ન થયા છે.

“આપ જેવા સર્વ જ્ઞાતિઓને એકત્ર થવાનો ઉપદેશ કરો છો; ત્યારે મારી જ્ઞાતિ, કે જે લાડ જ્ઞાતિ તરીકે ઓળખાય છે, તેમાં સાધારણ પ્રમુખ જેવા હોદ્દાની બાબતમાં જ્ઞાતિબંધુઓમાં મતભેદ પડ્યો છે, ને તે એટલે સુધી કે, જ્ઞાતિસભામાં હાથોહાથની લડાઈ કરવા પણ ચૂકતા નથી. તમો જેવાને આ બાબતમાં તકલીફ આપવા બિલકુલ ઇચ્છા નથી. છતાં પણ, એક જ્ઞાતિમાં કુટુંબક્લેશ અને આપસઆપસની મારામારી થતી અટકે એ ઇચ્છવાજોગ હોવાથી, તમોશ્રીનો એ બાબતમાં શો અભિપ્રાય છે તે ‘નવજીવન’ દ્વારા સર્વે લાડ જ્ઞાતિના બંધુઓને જણાવવા કૃપા કરશો, એવી મારી નમ્ર વિનંતિ છે.

"અમારી જ્ઞાતિમાં ખંભાતી, આગ્રી, દમણી, પેટલાદી અને સુરતી તથા બીજા અન્ય લાડ બંધુઓનો સમાવેશ થાય છે. તેમાં બેટીવહેવાર પહેલી ચાર સાથમાં છે. છેલ્લાં વીસથી ત્રીસ વર્ષ દરમિયાન પ્રમુખની ચૂંટણી પહેલી જણાવેલી ચાર સાથમાંથી થતી આવે છે ને થાય છે. આ વર્ષની જ્ઞાતિસભામાં એક એવા પ્રકારનો ઠરાવ ઉપલા ચાર સાથમાંથી લાવવામાં આવ્યો હતો કે, પ્રમુખ તથા મંત્રી થવાનો હક જે લોકો બેટીવહેવાર અને મુંબઈની લાડ જ્ઞાતિની સર્વોપરી સત્તા માન્ય રાખે તેમને જ છે. આ ઠરાવોની વિરુદ્ધ સુરતી લાડ ભાઈઓની લાગણી ઘણી જ દુખાઈ; ને લગભગ અઢીસોથી ત્રણસો માણસની સહીનું રેક્વીઝીશન કમિટી ઉપર મોકલવામાં આવ્યું હતું. પરંતુ કમિટી હજુ સુધી કોઈ પણ જાતનો નિર્ણય કરી શકી નથી. હાલનું વાતાવરણ એટલું બધું ખરાબ છે કે, કદાચ જ્ઞાતિમાં તડ પડી જવાનો તેમ જ કોર્ટમાં મામલો જવા સંભવ છે."

આ ખબર જો ખરી હોય તો દુઃખદ છે. તેમાં પ્રમુખપદ અને મંત્રીપદને સારુ લડાઈ શી? સુરતી, આગ્રી, દમણી ઇ૦ ભેદ શા? લાડ યુવકમંડળની સભામાં હું જ્યારે ગયેલો ત્યારે મારી ઉપર સરસ છાપ પડી હતી. પ્રમુખપદ સેવાને અર્થે હોય, માનને અર્થે નહિ જ. મંત્રી તો સમાજનો નોકર છે. આ સ્થાનને સારુ સ્પર્ધા હોય તોયે તે મીઠી જ હોવી જોઈએ. મારી ઉમેદ છે કે, ઉપરનો કલેશ બંને પક્ષ હળીમળીને દૂર કરશે. વણિક માત્ર મળીને એક જ્ઞાતિ કાં ન બને? એવો ધર્મ ક્યાંયે નથી સમજાયો કે, વૈશ્ય જાતિમાં કન્યાની આપલે ન થઈ શકે. હું પેટાજ્ઞાતિઓને કેટલેક અંશે માન આપું છું, તે કેવળ સમાજની સગવડને અર્થે. જ્યારે ઉપર જેવા કિસ્સા અનુભવું છું ત્યારે એમ જ થાય છે કે, ઇરાદાપૂર્વક આ બંધનોને છેદી તેમાંથી મુક્તિ મેળવવી ને મેળવાવવી.

તા. ૩–૫–'૨૫

# ૨. ધર્મને નામે ધાડ

લાડ જ્ઞાતિમાં ચાલતા કલહ બાબત મારી પાસે એક લાંબો કાગળ આવ્યો છે. લખનારે નિર્મળ પ્રયત્ન કરી મને ઘણી હકીકત પૂરી પાડી છે ને બતાવ્યું છે કે, સમાધાની કરવા જે પગલાં લઈ શકાય તે લેવાયાં છે. હું એ માનવા તૈયાર છું. પણ મારો ઇરાદો લાડ જ્ઞાતિને વિષે કાંઈ લખવાનો કે સૂચવવાનો નથી, પણ તે ઉપરથી આવતા વિચારો હિંદુ સમાજની પાસે મૂકવાનો છે.

એક તરફથી હિંદુધર્મની રક્ષા કરવા સારુ સંગઠનો થઈ રહ્યાં છે; ને બીજી તરફથી હિંદુધર્મમાં જે નબળાઈઓ પેસી ગઈ છે તે તેને અંદરથી કોરી રહી છે. એટલે, જેમ એક જાડા લાકડાના ગર્ભને અંદર રહેલો કીડો કોતરી ખાતો હોય, તો તેને ઉપરથી મઢો કે રોગાન લગાડો, છતાં તે લાકડું છેવટે ખવાઈ જવાનું છે; તેમ, હિંદુ જાતિના ગર્ભમાં જે કીડો પેસી જઈ તેને કોતરી રહ્યો છે તેનો જો નાશ નહિ થાય, તો હિંદુધર્મની બહારથી ગમે તેટલી રક્ષા કરીએ, છતાં તેનો નાશ જ સંભવે છે.

વર્ણબંધનને નામે વર્ણનો સંકર થઈ રહ્યો છે ને થઈ ગયો છે. વર્ણની મર્યાદા ગઈ છે, તેની અતિશયતા રહી છે. વર્ણબંધન ધર્મના રક્ષણ સારુ હતું, તે અત્યારે વક્ર બની ધર્મને કોરી રહ્યું છે. વર્ણ ચાર હોય તેને બદલે અસંખ્ય ને અગણિત થઈ ગયા છે. વર્ણ મટી જાતિના વાડા થયા છે. ને તે વાડાની અંદર, રઝળતાં ઢોર જેમ ડબામાં પુરાય તેમ, આપણે નધણિયાતા બની, વાડોની વચ્ચે પુરાઈ કેદી બની ગયા છીએ. વર્ણ પ્રજાના પોષક હતા; જ્ઞાતિઓ પ્રજાની નાશક થઈ છે. હિંદુ પ્રજાની કે હિંદની સેવા કરવાને બદલે, આપણે આપણી વાડોની, એટલે આપણી બેડીઓની, રક્ષા કરવામાં ગૂંથાયેલા રહીએ છીએ; ને તેને અંગે ઊપજતા સવાલોનો નિર્ણય કરવામાં આપણા વખતનો, આપણી

બુદ્ધિનો, આપણા પૈસાનો વ્યય કરીએ છીએ. પારધી મધપૂડાનો નાશ કરવા સામે ઊભો છે ત્યારે બેઅક્કલ મધમાખીઓ એકબીજીના ઘરના કબજાની પંચાયતો ભરી રહી છે. જ્યાં વીશાદશાનો ભેદ જ નાશ કરવા યોગ્ય છે ત્યાં વીશા મોટા કે દશા મોટાનો સવાલ જ ક્યાં રહે છે? જ્યારે હિંદુસ્તાન સમસ્તની વણિક કોમને એક બનવાની આવશ્યકતા છે ત્યાં દશા–વીશા, મોઢ–લાડ, હાલારી–ઘોઘારીના ભેદને અને તેમની વચ્ચેના કંકાસોને અવકાશ જ ક્યાં છે?

વર્ણ ધંધાને અંગે હતા; ત્યારે જ્ઞાતિ કેવળ રોટીબેટીવ્યવહારને અવલંબે છે. જ્યાં લગી હું રોટીબેટીવ્યવહારની મર્યાદા જાળવું, ત્યાં લગી હું કલાલની દુકાન રાખું તોયે શું? ને સમશેરબહાદુર થાઉં તોયે શું? અથવા પરદેશી ડબામાં બંધ કરેલું ગોમાંસ વેચું તોયે શું? એ બધું કરતો છતો હું વણિક જાતિમાં પૂજાઈ શકું. હું એકપત્નીવ્રત પાળું કે અનેક સુંદરીઓની સાથે લીલા કરું, તેની પંચાત મારી જ્ઞાતિને કરવાપણું નહિ! એટલું જ નહિ પણ, એ બધું છતાં હું જ્ઞાતિનો શેઠ પણ રહી શકું, જ્ઞાતિને સારુ નવી સ્મૃતિઓ રચી શકું, ને જ્ઞાતિની પાસેથી ઇનામઅકરામ મેળવી શકું! હું ક્યાં જમું છું અથવા મારા પુત્રાદિનો વિવાહ ક્યાં કરું છું તેની ચોકી જ્ઞાતિ કરે; પણ મારા આચરણનું નિરીક્ષણ કરવાનું જ્ઞાતિનું કામ નહિ! હું વિલાયત જઈ આવ્યો હોઉં તો કન્યાકુમારીના મંદિરના ગર્ભાગારમાં મારાથી ન જવાય; પણ હું જાહેર રીતે વ્યભિચાર કરતો હોઉં તો તે કારણે તે ગર્ભાગારમાં પ્રવેશ કરતાં મને કોઈ અટકાવી શકે નહિ!

આ ચિત્રમાં ક્યાંયે અતિશયોક્તિ નથી. આ ધર્મ નથી, આ અધર્મની પરિસીમા છે. આમાં વર્ણની રક્ષા નથી પણ વર્ણનો ધ્વંસ છે. વર્ણાશ્રમની રક્ષા કરવા મથતો હું, જો અધર્મ દૂર ન થાય તો, વર્ણની રક્ષા કરવા અસમર્થ બનવાનો છું. આમાં તો, અતિશયતા જ વર્ણને નામે ઓળખાઈ, અતિશયતાનો નાશ થવાને બદલે વર્ણનો જ થઈ જવાનો ભય છે.

હવે આવી અસંખ્ય જાતિઓની રક્ષા કઈ રીતે થાય છે તે જોઈ જઈએ. અહિંસાપ્રધાન ધર્મ હિંસાથી જાતિરક્ષા કરે છે. જેણે જાતિનાં કૃત્રિમ ને અયોગ્ય બંધનો તોડ્યાં હોય તેને સમજાવવાનું, તેને તેની 'ભૂલ' બતાવવાનું તો થતું જ નથી, પણ તાબડતોબ તેનો બહિષ્કાર થાય છે. બહિષ્કાર એટલે તેની સર્વ પ્રકારે પજવણી: તેનું ભોજન બંધ, તેનો બેટીવ્યવહાર બંધ, તેનો સ્મશાનવ્યવહાર બંધ. અને આ દંડ બહિષ્કૃતના વારસો ઉપર પણ ઊતરે! આનું નામ કીડી ઉપર કટક; અથવા, આ જમાનાની ભાષામાં કહીએ તો, એક પ્રકારની ડાયરશાહી. આવા ત્રાસથી હજાર બે હજાર મનુષ્યોની જ્ઞાતિઓ નભવાને બદલે તેમનો નાશ થઈ જવાનો છે. નાશ ઇચ્છવા યોગ્ય છે. પણ બળાત્કારે થયેલો નાશ હાનિકારક હોય છે. જો ઇચ્છાપૂર્વક નાશ કરવામાં આવ્યો હોય તો જ તે સમાજનો પોષક બને.

સારામાં સારો ઉપાય તો એ જ છે કે, નાની નાની જ્ઞાતિઓનાં મહાજન એકઠાં મળી એક જ્ઞાતિ બની જાય; અને આ મોટો સંઘ બીજા સંઘોની સાથે ભળી, છેવટે ચાર વર્ણમાંના એકમાં સ્થાન લે. પણ હાલની શિથિલતામાં આવો સુધારો તાત્કાળિક બનવો લગભગ અશક્ય જેવું ગણાય.

તો ધર્મનું પાલન જેટલું કઠિન છે તેટલું જ સહેલું છે. જેમ પ્રત્યેક સંઘ ધર્મની વૃદ્ધિ કરી શકે છે, તેમ જ વ્યક્તિઓ કરી શકે છે. વ્યક્તિએ નિર્ભય રહી જેને પોતે ધર્મ ગણે તેનું પાલન કરવું, ને પછી પોતાનો બહિષ્કાર થાય તો તે વિષે બેફિકર રહેવું, જ્ઞાતિની ત્રણ શિક્ષાઓને વિનયપૂર્વક વધાવી તેને બંધનમુક્તિ ગણવી. જ્ઞાતિભોજન કરવાથી કંઈ લાભ નથી. ન કરવામાં ઘણી વેળા તો લાભ જ છે. મરણ પાછળનાં ભોજનોને હું તો પાપ જ ગણું છું. પુત્રાદિને સારુ કન્યા કે કન્યાને સારુ વર તે જ જ્ઞાતિમાં ન મળે એ પણ ચિંતાનું કારણ નથી; કારણ દંડાયેલને તે દંડ નથી, કેમકે તે પેટાજ્ઞાતિઓની હસ્તી માનતો નથી. કન્યા

કે વર લાયક હોય તો બીજા સંઘોના સુધારકોમાંથી લાયક જોડી મળવામાં અડચણ ન જ આવે. પણ આવે તો તે સહન કરવામાં જ ધર્મ છે. ચારિત્રવાન અને સંયમીને આવી ઉપાધિઓ ઉપાધિ નથી. તે તેને પ્રસન્નચિત્ત રહી સહન કરે. મરણકાળે તેને જ્ઞાતિ તરફથી સહાય ન મળે તેમાંયે દુ:ખ શું ? બીજાઓ સહાય કરનારા મળી આવે. મરણગાડી* વિષે તો હું લખી ચૂક્યો છું. તેનો ઉપયોગ કરવાથી ઓછી મદદે ચાલે. અને તેટલી મદદ પણ જેની પાસે ન હોય તે મજૂર રાખે. મજૂર જેટલા પૈસા ન હોય એવો જે દીન છે પણ પ્રભુનો જન છે તેને તો પ્રભુ ગમે ત્યાંથી સહાય મોકલી દેશે, એવો તે વિશ્વાસ રાખે. સજાનો ત્રાસ છોડવો એ સત્યાગ્રહ છે. જેમ સરકારની સામે લડતાં સત્યાગ્રહ સોનેરી શસ્ત્ર છે તેમ જ જ્ઞાતિસરકારની સામે. કેમકે, બંને દર્દ એક છે, તેથી તેની દવા પણ એક છે. જુલમનું ઔષધ સત્યાગ્રહ છે. હિંદુ-ધર્મનું — ધર્મમાત્રનું — રક્ષણ કેવળ સત્યાગ્રહથી જ થાય.

પ્રત્યેક ધર્મપ્રેમીને મારી વિનયપૂર્વક સલાહ છે કે, તેણે જ્ઞાતિઓની નાના પ્રકારની ખટપટોમાં ન પડતાં પોતાના કર્તવ્યમાં પરાયણ રહેવું. કર્તવ્ય પોતાના ધર્મનું ને દેશનું રક્ષણ કરવાનું છે. ધર્મનું રક્ષણ નાનકડી જ્ઞાતિઓનું અયોગ્ય રક્ષણ કરવામાં નથી, પણ ધાર્મિક આચરણમાં છે. ધર્મનું રક્ષણ એટલે હિંદુ-માત્રનું. હિંદુમાત્રનું રક્ષણ પોતે ચારિત્રવાન બનવામાં જ રહેલું છે. ચારિત્રવાન બનવું એટલે સત્ય, બ્રહ્મચર્ય, અહિંસાદિ વ્રતો પાળવાં, નિર્ભય બનવું — એટલે કે મનુષ્યમાત્રનો ભય છોડવો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી, તેનાથી ડરવું, તે આપણાં સર્વ કર્મોનો, સર્વ વિચારોનો સાક્ષી છે એમ જાણી મેલા વિચારો કરતાં પણ કંપવું, જીવમાત્રને સહાય કરવી, પરધર્મીને પણ મિત્ર ગણવો, પરોપકારમાં પોતાનો કાળ ગાળવો, ઇ૦ ઇ૦. પેટાજ્ઞાતિની હયાતી

* જુઓ આ ખંડમાં પાછળ એ નામનો લેખ

હાલ તો જ ક્ષંતવ્ય ગણાય જો તેઓનું સમગ્ર કામ એકંદરે ધર્મને અને દેશને પોષનારું હોય. જે જ્ઞાતિ આખા જગતનો ઉપયોગ પોતાને સારુ કરે તેનો નાશ હોય. જે જ્ઞાતિ પોતાનો ઉપયોગ જગતના કલ્યાણને અર્થે થવા દે તે ભલે જીવો.

તા. ૭-૬-'૨૫

## ૩. એ વાડા તોડો

[ મોરબીના રાજા તથા ત્યાંની મોઢ જ્ઞાતિએ કરેલા સ્વાગતના ઉત્તરરૂપે આપેલું ભાષણ. —પ્રકાશક ]

"મહારાજા સાહેબ અને પ્રજાએ અને મોઢ જ્ઞાતિએ મારું અને મારા સાથીઓનું સ્વાગત કર્યું અને માનપત્ર આપ્યું તે માટે સૌનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મોઢ ભાઈઓને એટલું કહેવું જોઈએ કે, તમારી પાસેથી માનપત્ર લેવાનો મને કશો જ અધિકાર નથી. મોઢ જ્ઞાતિની જ્ઞાતિરૂપે હું કશી સેવા કરી શક્યો હોઉં એવો સ્વપ્ને પણ ખ્યાલ નથી; કેટલાક ભાઈઓ એવું પણ માનનારા પડ્યા છે કે, મેં કાંઇક નુકસાન કર્યું હશે, પણ સેવા નથી કરી. આ આરોપ ઘડીભર સ્વીકારી લઉં, તોપણ તમારું માનપત્ર તો તમારી ઉદારતા સૂચવે છે. પણ મને એટલી ઉદારતાથી સંતોષ ન થાય; કારણ, એ ઉદારતાની નિશાની હોય છતાં માનપત્ર લેનાર અને આપનાર વચ્ચે ગુહ્ય સમજૂતી રહે છે કે, માનપત્ર લેનાર જે કામ કરી રહ્યો છે તેને વિષે આપનારનાં આશીર્વાદ અને સંમતિ છે. એ પ્રકારની સમજૂતી આપણી વચ્ચે નથી, એટલે પણ મને માનપત્ર લેતાં સંકોચ થાય.

તમારી આ નાનકડી જ્ઞાતિ વિષે આટલું કહું છું તેમાં મર્મ રહેલો છે; કારણ હું એમ માનનારો રહેલો છું કે, આ નાના નાના વાડાઓનો નાશ કરવો જ જોઈએ. હિંદુધર્મની અંદર જ્ઞાતિઓને માટે સ્થાન નથી, એ વિષે મને શંકા નથી. અને

આ હું મોઢ કે બીજી જે જે જ્ઞાતિઓ અહીં હોય તેને ઉદ્દેશીને કહું છું. ખરા શાસ્ત્રમાં જ્ઞાતિ સંબંધી કશો જ આધાર નથી. આધાર કેવળ ચાર વર્ણ માટે છે. એ ચાર વર્ણો રચીને ભગવાને હાથ ધોઈ નાંખ્યા છે. વર્ણધર્મમાં જ્ઞાતિની ગંધ જ નથી.

તમને સૌને — મોઢ જ્ઞાતિ મારફતે સૌને — સંભળાવવા વીનવવા ઇચ્છું છું કે, આ જ્ઞાતિના વાડાને ભૂલી જજો. આજે જે જ્ઞાતિઓ પડેલી છે તેનો જ્ઞાતિની આહુતિ આપવામાં ઉપયોગ કરજો. એ જ્ઞાતિઓનો યજ્ઞ કરજો, અને એમાં કશું સંયમરૂપે રહેલું હોય તો તેનું પાલન કરજો. આ નાના વાડાઓનાં ખાબોચિયાંમાં પડ્યા રહીશું તો બદબો છૂટશે. ખાબોચિયાં પૂરવાની વૈદ્યો સલાહ આપે છે. તેમાંથી બદબો છૂટે છે એટલું જ નહિ, પણ તેમાં મચ્છરો પેદા થાય છે, અને એ ઘાતક નીવડે છે. તેમ જ આ જ્ઞાતિરૂપ વાડાઓ મનુષ્યના ઘાતક છે એમ સમજજો. ઇશ્વર કોઈ દિવસ એવી ઘાતક રચના કરે જ નહિ એમ સમજજો.

મારા અનુભવનું આ વચન કહું છું, તે માનશો તો સુખી થશો. સમય પોતાનું કામ કર્યે જાય છે. એ સમયની સામે હાથ દેવો હોય તો ભલે દઈએ, પણ તે દેવો નિરર્થક છે એમ માનજો. જો આ વાડાઓના બચાવમાં આપણે નિરર્થક કાલક્ષેપ કર્યા કરીશું, તો તે સૂરજની સામે ધૂળ ઉરાડી પોતાની આંખમાં જ ઉડાડવાની રમત કર્યા બરાબર થશે. જો તમે મને માનપત્ર ન આપ્યું હોત તો આ વચનો સંભળાવવાનું મન ન થાત, પ્રસંગ ન મળત. આ વસ્તુને નાનકડી ન માનતા. ઘણાં વર્ષો થયાં આપણે વહેમ અને અજ્ઞાનમાં પડેલા છીએ. એ વહેમ અને અજ્ઞાનને જ્ઞાનનું રૂપ ન આપતા. આજે પૃથ્વી ઉપર જુદા જુદા ધર્મના મુકાબલા થઈ રહ્યા છે; અને તેનું ઉદાર ભાવે નિરીક્ષણ કરશો તો જણાશે કે, આ જ્ઞાતિઓ પ્રગતિને, ધર્મને, સ્વરાજને, રામરાજ જેનું હું રટણ કરી રહ્યો છું તે રામરાજને રોકનારી છે. હું તમને પૂછું છું કે, મોઢ જ્ઞાતિમાં એવું તે શું બન્યું છે કે તેનાં જ ગીતો

આપણે ગાઈએ ? આપણા આચારવિચારની વચ્ચે જ્યાં ત્યાં વિરોધ જોવામાં આવે છે. આપણાં ગીતોનો ધ્વનિ જુદો અને આપણો આચાર જુદો. એ તો સાપ ગયા ને લિસોટા રહી ગયા તેના જેવું છે. આચારવિચારનું સામ્ય સાધવાનો ભગીરથ પ્રયત્ન કરો. તમે માનપત્ર આપ્યું છે તેના જવાબમાં એ પ્રયત્ન તમારી પાસે માગી લઉં છું. મેં જે ગુહ્ય સમજૂતીની વાત કરી છે તે પણ તમે સ્વીકારી લેશો, તો મને થશે કે ભલે મેં તમારી પાસે માનપત્ર લીધું અને ભલે હું જ્ઞાતિમાં જન્મ્યો.

મારો તો આચારવિચારની એકતાનો યજ્ઞ ચાલી રહ્યો છે, અને એ મારા યજ્ઞને લીધે મોઢ જ્ઞાતિએ મારો બહિષ્કાર કરેલો; જોકે પાછળથી મોઢોએ જ જોયું કે હું બહિષ્કારને લાયક નથી, કારણ મેં કદી જ્ઞાતિઓના કાયદા સરખા લેવાનો વિચાર નથી કર્યો. હું તો આ વાડો તોડવાનો મારો પ્રયત્ન આગળ ચલાવવા ઇચ્છું છું. તમને ખબર ન હોય કે મેં મારા એક દીકરાનાં જ્ઞાતિથી બહાર લગ્ન કર્યાં છે. અને એમાં મને કશું નુકસાન નથી થયું. મારા છોકરાને એક ભક્તિભીના વૈષ્ણવ કુટુંબની કન્યા મળી, અને તેને માટે મારો દીકરો મને ધન્યવાદ આપે છે. એમ મેં તો બીજી જ્ઞાતિમાંથી એક ઝવેર ચોર્યું છે એમ કહું તો ચાલે. નાની નાની નાતવાળાઓને હું કહું છું કે, તમારી કન્યાઓ પડી રહેતી હોય તો મને સોંપજો, અને પરનાતના સારા સુશીલ છોકરાઓ સાથે તુલસીને પાંદડે અથવા સૂતરને તાંતણે પરણાવી આપીશ. અંત્યજ બાળાને ખોળે બેસાડનારા મને આમ પારકી નાત કન્યા આપતાં સંકોચ નથી માનતી, તો તમને શા સારુ ડર હોય ? હું તો ત્રણ દિવસ પછી એક મોઢ કન્યા સાથે મારા દીકરાના વિવાહ કરવાનો છું. આમ મારું કામ ચાલ્યા કરે છે, અડચણ આવતી નથી.

આમ મોઢ જ્ઞાતિને બહાને હું બધા વાડાવાળાઓને કહેવા માગું છું કે વાડા તોડો. અઢાર વર્ણ તો લોકવાયકામાં છે, વર્ણ તો ગુણકર્મથી વિભાગાયેલા માત્ર ચાર છે. ખાવાપીવાના આચાર

અસ્પૃશ્યતાના વિષય છે, જ્યારે વર્ણ એ તો એક સુંદર વૃક્ષ છે, જેની છાયા તળે બેસીને મનુષ્યજાત પોતા માટે છાયા અને પોષણ મેળવી શકે છે. વર્ણવ્યવસ્થા એ સંયમધર્મ છે; એમાં આર્થિક દૃષ્ટિ નથી પણ ધર્મપાલનનો ઉદ્દેશ છે. ઋષિમુનિઓએ ધર્મ-પાલનના ધોરી માર્ગ તરીકે એની કલ્પના અને રચના કરી છે, જ્યારે તેને બદલે એ આપણા સ્વાર્થ, આપણી એશ, આપણા ભોગોને પોષવાનું સાધન બની ગયું છે. એ શુદ્ધ વર્ણવ્યવસ્થા સાચવવાનો પ્રયત્ન કરો.

તા. ૨૯–૧–'૨૮

## ૪. સત્યાગ્રહ ને જ્ઞાતિસુધારો

સત્યાગ્રહનું તત્ત્વ જેમ જેમ સમજાતું જાય છે તેમ તેમ તેના નવા ઉપયોગો થતા જાય છે. તેનો ઉપયોગ કેવળ સરકારની સામે થવામાં જ નહિ, પણ કુટુંબ અને જ્ઞાતિઓમાં પણ થતો જોવામાં આવે છે. એક જ્ઞાતિમાં કન્યાવિક્રયનો ઘાતકી રિવાજ છે, તેને અટકાવવા કોઈ યુવાન પ્રેરાયેલ છે. તેણે શું કરવું જોઈએ એ સવાલ ઊઠ્યો છે. સત્યાગ્રહનું હળવું અંગ અસહકાર છે. આ જ્ઞાતિમાં કન્યાવિક્રય અટકાવવાનો આ યુવકનો ઇરાદો થયો છે. ઇરાદો સ્વચ્છ છે, પણ તેણે અસહકાર આદરવો કે કેમ, અને તે આદરવો તો કઈ રીતે, કોની સામે? મજકૂર કેસ વિષે ચોક્કસ અભિપ્રાય દેવો એ મુશ્કેલ છે. પણ કેટલાક સામાન્ય નિયમો તો આવા બધા બનાવોને સારુ બતાવી શકાય.

પ્રથમ તો અસહકાર એકાએક આદરી શકાય જ નહિ. જમાનાથી ચાલ્યા આવતા ખરાબ રિવાજો એક ક્ષણમાં નાબૂદ થઈ શકતા નથી. સુધારાને એક પગ છે, તેથી તે લંગડાતો ચાલે છે. ધીરજ ખોઈ બેસે તે શુદ્ધ અસહકારી ન જ બની શકે.

સુધારકે લોકમત કેળવવો એ પ્રથમ પગથિયું છે. જ્ઞાતિના શાણા પુરુષોને મળવું જોઈએ, તેઓની દલીલો સાંભળવી જોઈએ. સુધારક બિચારો ગરીબ માણસ હોય, તેને કોઈ ઓળખતું ન હોય, શાણા માણસો દાદ ન દે. ત્યારે તે શું કરે? એવો ગરીબ હોય તો તેણે જાણવું કે, તે સુધારો થવાનું નિમિત્ત થવા પેદા નથી થયેલ. આપણે બધા ઇચ્છીએ કે જગતમાંથી જૂઠનો નાશ થાય. પણ જૂઠા માણસોને કોણ સમજાવે? એ સુધારો બહુ આવશ્યક છે, છતાં આપણે ધીરજ રાખી કેમ બેઠા છીએ?

હકીકત એ છે કે, સુધારકમાં અહંતા ન હોવી જોઈએ. બધી ખરાબીઓની જવાબદારી આપણે શાને લઈ બેસીએ? આપણે પોતે સાચું કહીએ ને કરીએ, એટલેથી સંતોષ માની રહીએ. તેમ જ જ્ઞાતિના સડાને વિષે પણ, આપણા પોતાના આચારવિચાર સ્વચ્છ રાખી, બીજાઓને વિષે આપણે તટસ્થ રહીએ.

'હું કરું, હું કરું, એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે.'

એ પદ ગોખી તે પ્રમાણે નિરભિમાન રહીએ.

જ્યારે નિરભિમાન રહેતાં છતાં પણ જવાબદારી આપણી છે એમ લાગે, ત્યારે આપણી ઉપર વિશેષ કર્તવ્ય જારી થાય છે. જેમકે, જ્ઞાતિના શેઠ, મહાજન નિરભિમાન હોવાનો દાવો કરી ચાલુ સડો દરગુજર નથી કરી શકતા; કેમકે, શેઠાઈ કે મહાજનપણું વહોરી લઈ તેઓ જ્ઞાતિની નીતિના રક્ષક બન્યા છે. એક પણ કન્યાનો વિક્રય થાય તો તે નિર્દોષ બાળાંના શાપ તેમને જ લાગવાનો.

પણ, શેઠ અને મહાજન મેલ કાઢવા સારુ કંઈ કરે નહિ, એટલું જ નહિ, પણ પોતે જ વિક્રય કરતા હોય, તો જ્ઞાતિના બિચારા ગરીબ સભાસદે શું કરવું? તે પોતે સ્વચ્છ થયો છે. જ્ઞાતિના બધા અગ્રેસરને મળી ચૂક્યો છે. તેઓએ તેને હડધૂત કરી કૂતરાની જેમ કાઢી મૂક્યો છે. તેની ઉપર ગાળોનો વરસાદ વરસ્યો છે. બિચારો હતાશ થઈ થાકેલો ખિન્ન થઈ ઘેર આવ્યો છે. ઊંચે

આભ ને નીચે ધરતી સિવાય કંઈ નજરે નથી આવતું. હવે જ તેની દાદ ઈશ્વર સાંભળનારો છે. પણ હજુ પગથિયું તો પહેલું જ છે. તપશ્ચર્યાને સારુ લાયક થાય તેના પહેલાં તેની કસોટી થવાની હતી તે થઈ છે. હવે તે પોતાનામાં અંતર્નાદ છે તે સાંભળી શકે છે. તે અંતર્યામીને પૂછે છે: 'મેં અપમાન સહન કર્યું છે, છતાં હું મારા બંધુઓની ઉપર પ્રેમ રાખું છું? હું તેઓની સેવા કરવા તૈયાર છું? હું તેઓની જૂતીના પ્રહારની પણ બરદાસ કરી શકીશ?' જો અંતર્યામી આ બધા સવાલોના જવાબમાં હકાર ભણે, તો તે બીજું પગલું ભરવા તૈયાર થયો છે.

હવે તે પ્રેમમય અસહકાર આરંભી શકે છે. પ્રેમમય અસહકાર એટલે બધા હકોનો ત્યાગ,— ફરજોનો નહિ. જ્ઞાતિમાં આ ગરીબ સેવકના હક શા છે? જ્ઞાતિભોજન, વિવાહસંબંધ. આ બન્ને હકોના તે નમ્રતાપૂર્વક ત્યાગ કરે, એટલે તેને પોતાને કરવાનું હતું તે પોતે પૂરું કરી ચૂક્યો. મહાજન તેને કાંટાની જેમ જતો કરે. 'એક ભાણું ઓછું થયું, છોકરી માગનારો એક ઓછો થયો,' એમ મદના ગર્વમાં માની, મહાજન તેનું નામ જ ચોપડામાંથી ભૂંસી નાંખે; એટલે તે ગરીબ સેવક નિરાશ ન થતાં શ્રદ્ધા રાખે કે, તેણે પોતે વાવેલા શુદ્ધ બીજમાંથી મહાન વૃક્ષ પેદા થવાનું છે. પોતાનું સંપૂર્ણ કર્તવ્ય કર્યા બાદ — તે પહેલાં નહિ — ગાઈ શકે છે, 'હું કર્મનો અધિકારી છું, ફળનો કદી નહિ.'

આ ગરીબ તપસ્વી હવે વનવાસી થયો. તેણે તો ભીષ્મ-પ્રતિજ્ઞા લીધી છે કે, બ્રહ્મચારી હોય તો જ્ઞાતિમાંથી મેળ જતાં સુધી પોતે બ્રહ્મચારી રહેશે; પરણેલ હશે તોપણ પોતાની સ્ત્રીની સાથે કેવળ મિત્રતાનો જ વહેવાર રાખશે. છોકરાં હશે તો પોતે તેમને પણ બ્રહ્મચર્યનું પાલન કરતાં શીખવશે. જ્ઞાતિની મદદ ન માગવી પડે, બીજે હાથ લંબાવવો ન પડે, તેથી પોતે ઓછામાં ઓછો પરિગ્રહ રાખશે. એમ રહેણી સંન્યાસીના જેવી કરી વસવું એ જ તેનો વનવાસ છે. પ્રેમમય અસહકારમાં સ્વચ્છન્દને અવકાશ જ

નથી. તેમાં સંયમ જ દીપી શકે. વાવેલા બીજને સંયમરૂપી પાણી પાવું રહ્યું છે. 'મારાં છોકરાં નહિ પરણે તો હું બીજી જ્ઞાતિમાં પરણાવીશ, હું ભોજનવિલાસ બીજી જગ્યાએ કરીશ,' એવો વિચાર કરનાર સંયમી કે અસહકારી નથી; એ તો મિથ્યાચારી છે. સંયમી અસહકારી તો જ્ઞાતિના જ ગામમાં રહી તપશ્ચર્યા કરશે. અહિંસાના સાંનિધ્યમાં વૈરત્યાગ રહ્યો છે. પેલો ત્યાગી હિમાલયમાં બેઠો મહાજન પ્રતિ અહિંસાપાલનનો દાવો કરી મહાજનનાં હૃદયને પિગળાવવાની આશા ન જ રાખે. મહાજને તેનો અનાદર કર્યો છે તેમાં એક કારણ એ પણ છે કે, તેને અવિવેકી, ઉદ્ધત જુવાનિયો માની લીધો છે. પોતે ગરીબ ને જુવાન છતાં ઉદ્ધત કે વિવેકશૂન્ય નથી, પણ નમ્ર વિવેકી છે એ તો તેણે હવે હજુ બતાવવાનું રહ્યું છે.

આમ કરતાં કરતાં, સેવાના પ્રસંગે જ્ઞાતિભાઈબહેનોની સેવા કરતાં કરતાં, ને તે છતાં તેના બદલાની આશા ન રાખતાં, તે જોશે કે, સુધારાપંથમાં બીજાઓ ભળશે; તે અસહકાર નહિ કરતા હોય તોપણ તેઓની લાગણી તેના પ્રત્યે રહેશે. કેમકે, જેમ આપણે સરકારી ભાઈઓને આપણા જ્ઞાન ને ત્યાગના ઘમંડમાં ગાળો ભાંડીએ છીએ, તેમ આપણો આ જુવાન સંયમી, નાતીલા તેને સાથ ન દે અથવા વિચારમાં જ મળે પણ અસહકારમાં ન ભળે તેથી, તેઓને ગાળ નહિ ભાંડે, પણ તેઓના પ્રત્યે પ્રેમભાવ જ રાખી તેઓનાં મન હરી લેશે. પ્રેમ તો પારસમણિ છે એમ તે નિત્ય અનુભવતો જશે. પણ અનુભવ થતાં વાર લાગે તોયે તે અધીરો ન જ થાય, તોયે વિશ્વાસ રાખે કે પ્રેમબીજનું ફળ અગણિત પ્રેમફળ જ હોય.

મને આવેલા કાગળમાં પૂછ્યું છે કે, આપણો તપસ્વી અસહકારી જ્ઞાતિભોજનનો ત્યાગ કરે તેમાં તેને જ્ઞાતિમાં મિત્રવર્ગ હોય તેને ત્યાં ભોજનનો પણ ત્યાગ કરવાનો ખરો કે? હકીકત તો એવી બનવી જોઈએ કે, ત્યાગપત્ર મળતાં જ મહાજન રોષે ભરાશે ને પેલા ત્યાગીને નાતબહાર કરશે, ને જે કોઈ તેની સાથે

પાણી, ભોજન કે બેટીવ્યવહાર કરશે તેની ઉપર સજા ફરમાવશે. એટલે, વ્યક્તિઓની સાથે ભોજનત્યાગનો સવાલ જ નહિ રહે. એમ નાતબહાર થવાનો હુકમ થાય તો સંયમીનો વિશેષ ધર્મ તો એ થશે કે, ઉઘાડી રીતે કે છૂપી રીતે, જ્ઞાતિના તેના મિત્રો તેને જમવા નોતરે તોપણ, તે નહિ જાય. કોઈ નાતીલો વિચારપૂર્વક અસહકારમાં ભળે તો તેનો સ્વીકાર તે અવશ્ય કરે. એમ થવાનો સંભવ પણ ખરો.

પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે, મિત્રોની સાથેના ભોજનવ્યવહારના ત્યાગનો તેને પ્રસંગ જ નહિ આવે. છતાં, ધારો કે આવ્યો છે, તો તેનો ત્યાગ કરવાની જરૂર નથી. હા, જેઓ કન્યાવિક્રય પસંદ કરતા હોય તેને ત્યાંનું નિમંત્રણ તો તે કબૂલ ન જ કરે.

આમાંથી આપણે જોયું કે :

૧. અસહકાર આદરતા પહેલાં લોકમત કેળવવાનાં ઘણાં પગલાં ભરવાં જોઈએ.

૨. અસહકારીમાં, રોષ કર્યા વિના, વિરોધીની ગાળો વગેરે ખાવાની શક્તિ હોવી જોઈએ.

૩. અસહકારમાં પ્રેમ જ હોવો જોઈએ.

૪. અસહકાર આદર્યા પછી મૂળ સ્થળ ન છોડાય.

૫. અસહકારીએ કઠિન સંયમનું પાલન કરવું જોઈએ.

૬. અસહકારીને પોતાના સાધન વિષે પૂરી શ્રદ્ધા હોવી જોઈએ.

૭. અસહકારી ફળ વિષે તટસ્થ રહે.

૮. અસહકારીના પ્રત્યેક પગલામાં વિવેક, વિચાર ને નમ્રતા હોવાં જોઈએ.

૯. અસહકાર કરવાનો અધિકાર કે ધર્મ સર્વને પ્રાપ્ત થતો નથી. અધિકાર વિનાનો અસહકાર નિષ્ફળ જાય.

ઉપરના નિયમોનું પાલન લગભગ અશક્ય છે એમ કેટલાકને અથવા ઘણાને લાગશે તો એ સત્ય છે. તીવ્ર સંયમ વિના શુદ્ધ અસહકાર અશક્ય છે. વળી, જે કેસ આપણે વિચારી ગયા તેમાં

તો પેલો તપસ્વી પોતે કર્તા છે, પોતે ભોક્તા છે, પોતે સેનાપતિ છે, ને પોતે સિપાહી છે. તેનામાં ઊણપ રહે તો તેને કપાળે તો નિરાશા જ લખાયેલી સમજવી. એટલે, એવા સ્વતંત્ર અસહકારીને તો અસહકારનો અનારંભ એ જ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. પણ આરંભ કર્યા પછી તો દેહપાત થાય પણ વસ્તુત્યાગ ન જ થાય.

બીજો સવાલ એ ઊઠે છે કે, આવો સંયમ પાળીને જ્ઞાતિ જેવી સંકુચિત સંસ્થામાં સુધારણા તે શી કરવાની હતી? વળી, આપણે તો જ્ઞાતિને જ નાબૂદ કરવી છે, તો પછી કન્યાવિક્રયાદિ દોષોને વળગવું શું?— એમ બીજા કહેશે. આ સવાલ અસ્થાને છે. આપણા સુધારકનો પ્રશ્ન જ્ઞાતિ પરત્વે જ છે. જો કૌટુંબિક અસહકારની વાત યોગ્ય ગણવામાં આવે છે તો, જ્યાં લગી જ્ઞાતિઓ પડી છે ત્યાં લગી, તે પરત્વે અસહકારની વાત પણ યોગ્ય જ ગણવી જોઈએ.

તા. ૧૩-૪-૧૯૨૪

## ૫. બહિષ્કારનું શસ્ત્ર

('નાતજાતની સ્થિતિ' એ નોંધ)

મારવાડી ભાઈઓનું સંમેલન કલકત્તામાં હતું તેમાં મને લઈ ગયા હતા. ત્યાં કેવળ જ્ઞાતિસુધારાની જ વાત હતી ને તેને જ લગતા અનેક પ્રશ્નો ચર્ચાતા હતા. આવી જગ્યાએ હું કેવું ભાષણ આપું? સુધારણાની બાબત વિષે બોલવાને બદલે મેં બહિષ્કારના સિદ્ધાંતની વાત મુખ્યત્વે તેમની આગળ કરી. હું જાણતો હતો કે બહિષ્કારે તેઓનામાં ભયંકર સ્વરૂપ પકડ્યું હતું અને માંહોમાંહે ઝેર ફેલાયું હતું. એ ભાષણનો સાર હિંદુમાત્રને લાગુ પડતો હોવાથી અહીં આપું છું.

બહિષ્કારનું શસ્ત્ર જ્યારે શુદ્ધ મનુષ્યોના હાથે વપરાય ત્યારે જ તેનો સદુપયોગ થાય. નહિ તો તે નરી હિંસાનું સ્વરૂપ પકડી

વાપરનારનો ને જેની સામે તે વપરાય તેનો પણ કદાચ નાશ કરનારું થઈ પડે.

આજકાલ બહિષ્કાર કરવાને લાયક આપણે રહ્યા નથી. શું એક બાપ પોતાની દસમે વર્ષે વિધવા થયેલી દીકરીનાં પુનર્લગ્ન કરે તો તેથી તેને અને તે બાળાને અને તેને પરણનારને નાત બહાર મૂકવામાં પુણ્ય છે? શું જેઓ અનીતિ આચરે છે, જેઓ છડેચોક વ્યભિચાર કરે છે, માંસમદિરા ખાયપીએ છે તેમનો બહિષ્કાર થાય છે? જેઓ વિચારમાં વ્યભિચાર કરનારા છે તેમનું શું? મતલબ કે, જ્યાં લગી આપણામાં શુદ્ધિ નથી થઈ ત્યાં લગી કોણ કોનો બહિષ્કાર કરવા યોગ્ય છે? કોઈ જ નહિ.

બહિષ્કારનું પરિણામ નવી જાતિઓ પેદા કરવાનું જ સ્વરૂપ પકડે છે. આપણે જેને આજે તડાં કહીએ છીએ તે કાલે જાતિઓ થશે. તેથી, આ યુગમાં જ્યાં જાતિનો સંકર થઈ રહ્યો છે ત્યાં બહિષ્કાર સર્વથા અનિષ્ટ છે.

વર્ણાશ્રમ ધર્મ છે; અનેક જાતિઓ ધર્મ નથી. વર્ણાશ્રમની રક્ષા ઇષ્ટ છે; જાતિઓનો નાશ ઇષ્ટ છે. તેથી સુધારકોને ઉત્તેજન દેવું ઘટે છે. ગમે તેમ કરીએ તોયે એ પ્રકારનો સુધારો રોકી શકાય એમ નથી, કેમકે હિંદુધર્મમાં ઘણો મેલ પેસી ગયો છે ને હાલ ચોમેર જાગૃતિ થઈ છે.

ડહાપણ એ છે કે સુધારાને ધર્મનું સ્વરૂપ દેવું. પણ જ્યાં સુધારો ન ગમે તેવો જણાય ત્યાં પણ બહિષ્કાર અનિષ્ટ જ છે.

મારવાડી કોમ બુદ્ધિશાળી છે, સાહસિક છે. તેણે ભારતવર્ષનો ઉપકાર કર્યો છે ને અપકાર પણ કર્યો છે. મિત્ર તરીકે અપકારની વાત પણ સંભળાવવી એ મારો ધર્મ છે. તેમાંથી તેને ઈશ્વર બચાવો ને તેનું કલ્યાણ કરો.

જેમનો બહિષ્કાર થાય તેઓએ મર્યાદામાં રહી વિવેકથી ઝેરને વધતું અટકાવવું ને પોતાની નીતિને વિષે કાયમ રહેવું.

તા. ૨–૮–'૨૫

# ૯. જ્ઞાતિબહાર

જે સમાજના મહાજન વગર વિચારે, કેવળ મોહથી, વહેમથી, અજ્ઞાન કે ઈર્ષ્યાથી દોરવાઈ જઈ, બહિષ્કાર કરે છે તે સમાજમાંથી આપણો ત્યાગ થવો એ તેમાં રહેવા કરતાં ઇષ્ટ છે; કેમકે, એક પણ સત્યનિષ્ઠ વ્યક્તિનો ત્યાગ સમાજ કરે તો તેમાં બીજા સત્યનિષ્ઠ કેમ રહી શકે?

આ તો એક સિદ્ધાંતની વાત થઈ. એનો અમલ હમેશાં ન થઈ શકે, તોયે તે યાદ રાખવાની જરૂર છે. આજકાલ મહાજનનો ત્રાસ વધતો જાય છે એમ જોવામાં આવે છે. અંત્યજને જમાડ્યો એ પણ ગુનો ગણનાર મહાજન પડ્યાં છે. અંત્યજને એક પંક્તિએ બેસાડનાર અને તેમાં સંમતિ આપનાર હિંદુ પાપી ગણાય છે. આવા પાપીના સમાજમાં તો જે જે પુણ્યાત્માઓ આપણી વચ્ચે હો તે બધા દાખલ થાઓ.

પણ બહિષ્કાર કેમ સહન થાય? જમણ ન મળે, ધોબીને બંધ કરે, હજામને બંધ કરે! દાક્તરને પણ બંધ કાં ન કરે? છેવટ મારી નાંખવાનું જ બાકી રહ્યું ના? બહિષ્કૃત સુધારકમાં મરણ પર્યંત અડગ રહેવાની શક્તિ હોવી જ જોઈએ. અંત્યજની આત્યંતિક સેવા તો વિશુદ્ધ થયેલા હિંદુઓ મરીને જ કરશે. જમણની શી અગત્ય? ઘેર બેઠાં સ્વયંપાકી થઈને શાંતપણે ભોજન કાં ન કરીએ? ધોબી કપડાં ન ધુએ તો હાથે ધોઈએ ને પૈસા બચાવીએ. હજામત હાથે કરવી એ તો આજે સામાન્ય વસ્તુ છે. પણ કન્યાને ક્યાં વરાવવી? ને છોકરાને સારુ કન્યા ક્યાં શોધવી? જો જ્ઞાતિમાં જ વર અથવા વધૂ શોધવાનો આગ્રહ હોય તો, ને તે ન મળે તો, સંયમ પાળવો. એટલા સંયમની શક્તિ ન હોય તો બીજી જ્ઞાતિમાં શોધ કરવી. તેમાંયે નિરાશ થવાય તો અપરિહાર્ય વસ્તુને વિષે ઉદાસીન રહેવું.

વર્ણ તો ચાર જ છે, જ્ઞાતિ ચાર કે ચાળીસ હજાર હો. પેટાજ્ઞાતિઓનો સંગમ તો વધાવી લેવા યોગ્ય છે. નાના વાડાઓથી હિંદુધર્મને ઘણું નુકસાન થયું છે. જે વૈશ્ય છે તે આખા હિંદુસ્તાનની વૈશ્યજાતિમાંથી ગમે ત્યાં સંબંધ કાં ન શોધે? બ્રાહ્મણ જાતિના અને સમાન શ્રેણીના આચારવિચારવાળા ગમે તે બ્રાહ્મણમાં ગુજરાતનો બ્રાહ્મણ કાં વરકન્યા ન શોધે? આટલો સુધારો કરવાની પણ આપણી હિંમત ન ચાલે, તો હિંદુધર્મ અતિ સંકુચિત થઈ જવાનો ભય છે. બંગાળની કન્યા ગુજરાતમાં આવે અથવા ગુજરાતની કન્યા બંગાળમાં જાય એ સર્વથા અનિષ્ટ તો નથી જ. વર્ણ જાળવનાર જો પેટાજ્ઞાતિને જાળવવા જશે, તો પેટાજાતિ તો ગઈ જ છે ને વર્ણને ખોઈ બેસવાનો સંભવ છે.

આજે વર્ણ પણ છિન્નભિન્ન તો થયેલ જ છે. વિચારવાન સ્ત્રીપુરુષોએ આ વિષયનું મંથન કરવાની પૂરી આવશ્યકતા છે. પ્રથમ તો ગુજરાતના વર્ણો મળી પોતાનો વ્યવહાર વિસ્તારે, તો કેટલું આગળ વધ્યા ગણાય? બધા વર્ણો પોતાની અનેક પેટાજ્ઞાતિઓને એક ન કરી દઈ શકે? જો વિચાર કરવા જેટલો ઉત્સાહ પણ પેટાજ્ઞાતિઓના મહાજનોમાં ન રહ્યો હોય, તો વ્યક્તિઓએ પહેલ કરવાની આવશ્યકતા છે.

પણ મારે વાત તો બહિષ્કારની કરવી હતી. પેટાજ્ઞાતિ વિષે મેં વિવેચન કર્યું છે તે બહિષ્કૃતની શાંતિને ખાતર. જુલમ ઘરનો હોય કે બહારનો, તેને દૂર કરવાનો ઉપાય એક જ છે. બહિષ્કૃતનો માર્ગ અત્યારે તો ઘણો જ સરળ છે. પણ ધારો કે આપણા અત્યારના વાતાવરણમાં પેટાજ્ઞાતિથી બહિષ્કૃત થયેલો માણસ વર્ણ બહાર પણ થઈ પડે તો? તોયે શું? એકાકી ઊભવાની શક્તિ મેળવનારા સુધારકો અત્યારે હિંદુસ્તાનમાં દરેક સ્થળે જોઈએ છે.

પણ એમ એકાકી ઊભવાની હિંમત કરનાર શુદ્ધ વ્યક્તિ જે હોય તેને રોષ ન હોય, તેને દ્વેષ ન હોય, તે સહનશીલ હોય. તે જાલિમનો તિરસ્કાર ન કરે, તે જાલિમનું પણ ભલું ઇચ્છે, ને

અવસર મળ્યે તેની સેવા કરે. સેવા કરવાનો ધર્મ કોઈ કદી ન છોડે. સેવા લેવાનો અધિકાર તો છે જ ક્યાં? ધર્મ તો કહે છે: ‘હું સેવા જ છું. મને વિધાતાએ અધિકાર આપ્યો જ નહિ.’ જેને મળ્યું નથી તે ખુએ શું? બહિષ્કૃતે સેવા લેવાની ઇચ્છામાત્ર છોડવી જોઈએ. એવાને સેવા મળી રહે છે એવો વિચિત્ર કાયદો છે ખરો; પણ તેની સાથે સેવકને લેવાદેવા ન હોય. સેવા મળી રહે એવી આશાએ જે સેવાના ત્યાગનો દાવો કરે છે તે તો તસ્કર છે ને તે નિરાશ જ થવાનો.

અંત્યજસેવકો! રજકણ જેવા નમ્ર રહી તમને પજવે તેને પજવવા દેજો. પૃથ્વી આપણા પગ તળે કચરાયેલી રહે છે, છતાં આપણને અભયદાન આપે છે, તેથી તેને આપણે માતા કહીએ છીએ, ને રોજ પ્રાતઃકાળે ઊઠી તેને સ્તવીએ છીએ: ‘સમુદ્ર જેનું વસન છે, પર્વત જેનું સ્તનમંડળ છે, વિષ્ણુ જેવા રક્ષા કરનાર જેના પતિ છે, તેને કોટિ નમસ્કાર હજો. હે માતા! અમારા પાદસ્પર્શની અમને ક્ષમા દેજો.’ આવી માતાની પાસેથી જે ઉત્તમોત્તમ નમ્રતા શીખ્યા છે એવા સેવકોનો બહિષ્કાર થાય એમાં તમને કશી હાનિ નથી.

તા. ૧૧–૧૦–’૨૫

# ૭. બહિષ્કાર થાય તો?

એક ભાઈ લખે છે:

“અત્યારે કોઈ કોઈ જ્ઞાતિ અસ્પૃશ્યતાને ન માનનારને, તે ગમે તેવા સદ્ગુણી હોય છતાં, ન્યાત બહાર મૂકે છે, પણ શાસ્ત્રોએ જેને મહાન પાપ માનેલાં છે તેને સારુ મહાજન કંઈ કરતા નથી. જેમકે. કન્યાવિક્રયને શાસ્ત્ર મહાપાપ માને છે; પણ તેને સારુ મહાજન કંઈ નથી કરતા. અને અસ્પૃશ્યતા બાબત દોષિત ગણાતાને તો, પૂછ્યા વિના કે તેના પાસેથી ખુલાસો સરખો માગ્યા વિના, ન્યાત બહાર મૂકે છે.

વળી, મહાજનને પંચની મારફતે ફેંસલો કરવાનું કહેતાં મહાજન ઇનકાર કરે છે. હવે આવા જુલમગાર મહાજનને અદાલતોમાં લઈ જવા કે નહિ?"

આનો જવાબ હું તો એક જ આપી શકું : મહાજન ગમે તેટલો જુલમ કરે છતાં તેમને અદાલતમાં ન લઈ જવાય. તેમની ઇચ્છામાં આવે તે સજા તે કરે. તેવી સજા ભોગવવાથી મહાજનનો રોષ નબળો પડે છે ને તે પોતે પસ્તાય છે. વળી, જ્યાં મહાજન અન્યાય કરે છે ત્યાં તો બહિષ્કાર આવકારદાયક વસ્તુ ગણાવી જોઈએ. જે જ્ઞાતિમાં કન્યાવિક્રયનો અત્યાચાર ચાલતો હોય, જે જ્ઞાતિમાં દંભ ચાલતો હોય, જેના મહાજન મદ્યમાંસાદિના ખાનપાનને દરગુજર કરતા હોય, તે જ્ઞાતિમાં રહેવામાં લાભ હોય જ નહિ. જ્ઞાતિ એ રૂઢિ છે. એ ધર્મ નથી. જ્ઞાતિમાં રહી મનુષ્ય કેટલીક સગવડ મેળવે છે. પણ જ્યાં જ્ઞાતિ અનીતિમાન થઈ ગઈ હોય ત્યાં તેનો ઇનકાર જ ઇષ્ટ છે. જે ન્યાય સરકારની નીતિને લગાડીને આપણે અસહકાર કર્યો, તે જ ન્યાય જ્ઞાતિને લગાડીને તેની સાથે અસહકાર થઈ શકે છે.

પણ, અહીં તો તે પ્રશ્ન જ નથી. અહીં તો જ્ઞાતિ બહિષ્કાર કરે છે. એ બહિષ્કારને સુઅવસર માની વધાવી લેવો. પણ એવી રીતે સુઅવસર એનાથી જ માની શકાય કે જેણે ધર્મને પાળ્યો છે, જેણે જ્ઞાતિની સેવા કરી છે, જેણે જ્ઞાતિના નીતિવર્ધક શાસનોને હમેશાં સ્વેચ્છાપૂર્વક માન આપ્યું છે. સંયમી જ બહિષ્કારને આવકાર આપે. સ્વચ્છંદી તો બહિષ્કારથી પીડાય. પણ અસ્પૃશ્યતા-નિવારણ સ્વચ્છંદીને સારુ નથી, સંયમીને સારુ છે. અસ્પૃશ્યતાનો નાશ ભોગવૃદ્ધિને ખાતર નથી, પણ સેવાના પ્રસંગો વધારવાને સારુ છે, સેવામાંથી કોઈને બહિષ્કૃત ન રાખવાને અર્થે છે.

તા. ૨૪–૫–'૨૫

# ૮. પોતે કરી છૂટવું

ખંભાતથી એક નવયુવક લખે છે:

"અમારી જૈન ભાવસારની જ્ઞાતિમાંના ઘણાખરા 'નવજીવન'ના અભ્યાસી છે. જેથી 'નવજીવન'માં આવતા સામાજિક સુધારા બાબતના લેખો વાંચી કેટલાક વખતથી તેમને જૂના કુધારા પ્રત્યે અણગમો પેદા થયો હતો, અને વખત આવ્યે તેવા રિવાજો જમીનદોસ્ત કરવા ઇચ્છા રાખતા હતા. થોડા વખત ઉપરના પ્રયાસથી મરણ પછીનું ભોજન (બારમું) અને સીમંતનું ભોજન ન ખાવાને માટે ૨૦–૨૫ યુવકોએ પ્રતિજ્ઞા કરી, અને મોટેરા ગણાતા લોકોનો ક્રોધ વહોરી લીધો. બીજાઓને સમજાવ્યા, પણ તેઓ તેવાં જમણ જમવાનો લોભ છોડવા તૈયાર નહોતા. હવે પ્રતિજ્ઞા લેનારા તો ઘણા મક્કમ છે, પણ તેમનાં સ્ત્રી, માબાપ વગેરે ઘરનાં માણસો તેમને મૂકીને આવાં જમણ જમવા જાય છે. આવી રીતે જમવા જવું તે તેમને માટે સારું ગણાય ખરું કે? આપ તેમને કંઈક અસર થાય તેવું લખશો? આવી બાબતમાં પત્નીએ પોતાના પતિનું અનુકરણ કરવું જોઈએ કે નહિ? આવાં જમણો ખાવામાં જૈન સાધુઓ કોઈ પણ જાતનો બાધ ગણતા નથી તે શું યોગ્ય છે?"

વિવાહ અથવા એવા પ્રસંગે અપાયેલું ભોજન હું ક્ષંતવ્ય ગણું, સીમંત પછી અપાયેલું ભોજન શરમ ઉપજાવનારું ગણું, અને મરણ પછી અપાયેલું ભોજન પાપરૂપ ગણું, પછી તે બારમાનું હો કે તેરમાનું, વૃદ્ધને વિષે હો કે જુવાનને વિષે. જમણો માત્ર મને તો નિરર્થક અને જંગલી લાગે છે. શરીરની હમેશની હાજતોને આપણે કેમ ભોગનું સાધન કરી મૂકીએ છીએ, એ મારી બુદ્ધિ સમજી શકતી નથી. ભલે તેનું કંઈ મારી નબળાઈ સહન કરી લે, તોપણ આપણે રૂઢિના દાસ ન બન્યા હોઈએ તો મૃત્યુભોજન કે સીમંતભોજનમાં ન જ જઈએ. પણ આપણું પોતાનું શુદ્ધ વર્તન એ સારી વાત છે. પણ આપણે કરીએ તે પ્રમાણે માબાપ, સ્ત્રી કે મોટાં થયેલાં દીકરાદીકરી ન કરે તેનું દુઃખ ન હોય, તેમની ઉપર બળાત્કાર ન હોય. આપણું પોતાનું વર્તન શુદ્ધ રાખવાથી

તેનો ચેપ બીજાને લાગશે એવો વિશ્વાસ રાખીએ. જૈન સાધુઓ શું કરે છે તેની મને ખબર નથી. પણ જો તેઓ સમાજના કુરિવાજો પ્રત્યે ઉદાસીન રહેતા હોય તો તે અયોગ્ય છે એ વિષે મને શંકા નથી.

તા. ૨૯–૭–'૨૮

# ૯. વિદ્યાર્થીઓનો સુંદર સત્યાગ્રહ

'નવજીવન'માં ઘણી વાર લખાઈ ચૂક્યું છે કે, સત્યાગ્રહ સર્વવ્યાપક હોવાથી, જેમ રાજ્યપ્રકરણી તેમ જ સામાજિક અને ધાર્મિક ક્ષેત્રમાંયે વાપરી શકાય છે. અને જેમ રાજકર્તાની સામે તેમ સમાજની સામે, કુટુંબની સામે, માતાની સામે, પિતાની સામે, સ્ત્રીની સામે, પતિની સામે આ દિવ્ય શસ્ત્ર વાપરી શકાય છે; કેમ કે તેમાં હિંસાની ગંધ સરખી ન હોય, અને જ્યાં અહિંસા એટલે પ્રેમ જ પ્રેરક વસ્તુ છે ત્યાં ગમે તે સ્થિતિમાં નિર્ભયપણે આ શસ્ત્રનો ઉપયોગ થઈ શકે. આવો ઉપયોગ ધર્મજના સાહસિક વિદ્યાર્થીઓએ ધર્મજની સમાજની સામે થોડા દિવસ પહેલાં જ કરી બતાવ્યો. તે વિષેનાં કાગળિયાં મારી પાસે આવ્યાં છે. તેમાંથી નીચે પ્રમાણે હકીકત મળી આવે છે.

થોડાક દિવસ પહેલાં એક ગૃહસ્થે પોતાની માતાના બારમાને નિમિત્તે જ્ઞાતિભોજન કરાવ્યું. ભોજનના દિવસ પહેલાં આ વિષે નવયુવકોમાં બહુ ચર્ચા થઈ. તેમને અને કેટલાક ગૃહસ્થોને આવી જાતના જમણ પ્રત્યે અણગમો તો પેદા થયો જ હતો; અને આ વખતે કંઈક પણ પગલું ભરવું જ જોઈએ એમ વિદ્યાર્થીમંડળે વિચાર્યું. છેવટે ઘણાએ નીચે પ્રમાણેની ત્રણ અથવા તો તેમાંની એક કે વધારે પ્રતિજ્ઞાઓ લીધી.

"સોમવાર તા. ૨૩–૧–૧૯૨૮ને રોજ બારમાને અંગે જે મોટો જમણવાર થનાર છે, તેવા મોટા જમણવારોમાં (૧) અમે પંગતમાં

બેસીને કે પિરસણ લઈને જમીશું નહિ, (૨) આ રૂઢિ સામે અમારો સખત વિરોધ દર્શાવવા તે ટંક પૂરતો ઉપવાસ કરીશું; (૩) આ કામમાં અમારે ઘર કે કુટુંબમાંથી જે કંઈ ત્રાસ સહન કરવો પડશે તે શાંતિ અને રાજીખુશીથી સહન કરીશું."

અને તેથી જમણને દિવસે ઘણા વિદ્યાર્થીઓ, જેમાંના કેટલાક કુમળા બાળ હતા, તેમણે ઉપવાસ કર્યો. આ પગલાથી વિદ્યાર્થી-મંડળે મોટેરા ગણાતા લોકોનો ક્રોધ વહોરી લીધો. આવા સત્યાગ્રહમાં વિદ્યાર્થીઓને આર્થિક જોખમ પણ ઓછું વહોરવાનું નથી હોતું. વડીલોએ વિદ્યાર્થીઓને મળતી આર્થિક મદદ અને મકાનોનો ઉપયોગ ખેંચી લેવાની ધમકી આપી. પણ વિદ્યાર્થીઓ મક્કમ રહ્યા, જમણને દિવસે ૨૮૫ વિદ્યાર્થીઓએ જમણમાં ભાગ ન લીધો, અને ઘણાએ તો લાંઘણ પણ કર્યું.

આ વિદ્યાર્થીઓને ધન્યવાદ ઘટે છે. ઉમેદ રાખું છું કે દરેક જગ્યાએ વિદ્યાર્થીઓ સામાજિક સુધારા કરવામાં આગળ પડતો ભાગ લેશે. જેમ સ્વરાજની ચાવી વિદ્યાર્થીઓના ખીસામાં છે, તેમ જ સમાજસુધારાની અને ધર્મરક્ષાની ચાવી તેઓ પોતાના ખીસામાં લઈને ફરે છે. પ્રમાદને લીધે કે બેદરકારીથી પોતાના ખીસામાં રહેલી અમૂલ્ય વસ્તુની તેમને ખબર ન હોય એ સંભવે છે. પણ ધર્મજના વિદ્યાર્થીઓનું જોઈને બીજા વિદ્યાર્થીઓ પોતાની શક્તિનું માપ કાઢી લેશે, એમ હું આશા રાખું છું. મારી દૃષ્ટિએ તો સ્વર્ગવાસી ભાઈનું ખરું શ્રાદ્ધ તો જુવાનિયાઓએ પોતાના ઉપવાસથી કર્યું. જેણે ભોજન આપ્યું તેણે તો પોતાના પૈસાનો દુરુપયોગ કર્યો, અને ગરીબોને સારુ ખરાબ દાખલો બેસાર્યો.

ધનિકવર્ગને પરમેશ્વરે પૈસો આપ્યો છે તેનો તેઓ પારમાર્થિક કામમાં ઉપયોગ કરે. તેમણે સમજવું જોઈએ કે ગરીબોથી વિવાહ વગેરેમાં કે મરણને પ્રસંગે નાતો જમાડી શકાય નહિ. આ ખરાબ રૂઢિથી ઘણા ગરીબો પાયમાલ થયા છે એમ પણ તેમણે જાણવું જોઈએ. જ્ઞાતિભોજનથી જે પૈસા ખર્ચાયા તે જ જો

ગરીબ વિદ્યાર્થીઓને સારુ, ગરીબ વિધવાઓને સારુ, ગોરક્ષાને અર્થે, ખાદીને અર્થે, કે અંત્યજને સારુ ખર્ચાયા હોત, તો તે ઊગી નીકળત અને મરેલાના આત્માને શાંતિ મળત. ભોજન ભુલાઈ ગયું, તેનો કોઈને લાભ મળ્યો નહિ, અને વિદ્યાર્થીઓને અને બીજા ધર્મજના સમજદાર લોકોને તેથી દુઃખ થયું.

જે ભોજનને અંગે સત્યાગ્રહ થયો તે ભોજન બંધ ન રહ્યું એટલે સત્યાગ્રહ શા કામનો, એમ કોઈ શંકા ન કરે. વિદ્યાર્થીઓ પોતે જાણતા હતા કે, તેમના સત્યાગ્રહની તાત્કાળિક અસર થવાનો સંભવ ઓછો છે. પણ જો તેમનામાં જાગૃતિ કાયમ રહેશે તો ફરી પાછું બારમું કરવાની હિંમત કોઈ શેઠિયાની નહિ ચાલે, એમ આપણે માની શકીએ છીએ. ઘણા દિવસનો એકઠો થયેલો સડો ફૂંક મારતાં દૂર નથી કરી શકાતો. તેને સારુ ધીરજની અને આગ્રહની હમેશાં જરૂર હોય છે.

મહાજન ગણાતો વૃદ્ધવર્ગ સમય નહિ વિચારે ? રૂઢિને સમાજ કે દેશની ઉન્નતિ પૂરતું સાધન ગણવાને બદલે તેઓ ક્યાં લગી તેના ગુલામ રહેશે ? પોતાનાં બાળકોને જ્ઞાન લેવા દેશે, ને તેના ઉપયોગથી તેમને ક્યાં લગી બહિર્મુખ રાખી શકશે ? ધર્માધર્મનો વિચાર કરવાવાળા શિથિલતા રાખે છે તે છોડી, સાવધાન થઈ, તેઓ ખરા મહાજન ક્યારે થશે ?

તા. ૨૬–૨–'૨૮

## ૧૦. મરણ પછી જમણ

મરણ પછી જે જમણવાર કરવામાં આવે છે તેને મેં જંગલી ગણાવેલ છે, તે વિષય ઉપર એક સજ્જન પોતાના ઉદ્‌ગાર કાઢતાં લખે છે :—

"તમે સનાતની હિંદુ હોવાનો દાવો કરો છો. તમે ગીતાજી અને રામાયણના પૂજારી છો. છતાં મરણ પછી જે ભોજનાદિ ક્રિયા કરવામાં

આવે છે તેને જંગલી કેમ કહી શકો, એ સમજાતું નથી. શાસ્ત્રો તો કહે છે કે, મરણ પછી બ્રાહ્મણોને જમાડવાથી મૃત્યુ પામેલાઓની સદ્‌ગતિ થાય છે, તેઓને સાંત્વન મળે છે. હવે મારે આમાં શું સાચું માનવું ?"

અનેક વાર હું લખી ગયો છું કે, જેટલું સંસ્કૃતમાં લખાયેલું હોય એ ધર્મશાસ્ત્ર છે એમ ન ગણવું જોઈએ. તેમ જ, ધર્મ-શાસ્ત્ર ગણાતા મનુસ્મૃતિ ઇત્યાદિ પ્રમાણગ્રંથોમાં જે આજે આપણે વાંચીએ છીએ, તે બધું મૂળ કર્તાની કૃતિ છે અથવા તો હોય તોયે એ બધું આજે અક્ષરશઃ પ્રમાણરૂપ છે, એમ ન માનવું જોઈએ. હું તો નથી જ માનતો.

અમુક સિદ્ધાંતો સનાતન છે. તે સિદ્ધાંતોને માનનારો સનાતની છે. પણ સિદ્ધાંતો ઉપરથી જે જે આચારો જે જે યુગને વિષે ઘડી કાઢ્યા હોય તે બધા અન્ય યુગમાં પણ સાચા જ હોય, એમ માનવાનું કશું કારણ નથી. સ્થળ, કાળ, અને સંજોગોને લઈને આચારો બદલાય છે. મરણ પાછળ પૂર્વે ભોજનો અપાતાં તે ભલે સાર્થ હોય, આપણી બુદ્ધિ અત્યારે એ વસ્તુને સમજી શકતી નથી. જ્યાં બુદ્ધિનો પ્રયોગ સંભવે છે ત્યાં શ્રદ્ધાને સ્થાન નથી. જે વસ્તુઓ બુદ્ધિથી પર છે તેને જ સારુ શ્રદ્ધાનો ઉપયોગ છે. અહીં તો બુદ્ધિથી આપણે જોઈ શકીએ છીએ કે મરણ પછી ભોજનો આપવામાં ધર્મ નથી. અનુભવથી આપણે જોઈ શકીએ છીએ કે, બીજા ધર્મમાં આ વસ્તુને સ્થાન જ નથી. તો હિંદુધર્મમાં આવાં ભોજનને સ્થાન આપવાને સારુ, સંસ્કૃત શ્લોકો ઉપરાંત આપણી પાસે સબળ કારણો હોવાં જોઈએ. હિંદુ ધર્મશાસ્ત્રના, અથવા કહો કે સર્વ ધર્મશાસ્ત્રના, સિદ્ધાંતોની સાથે પણ આવાં ભોજનનો જરાયે મેળ નથી મળતો. એવાં ભોજનથી થતી હાનિઓ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. એવા પ્રત્યક્ષ પુરાવાની સામે સંસ્કૃત શ્લોકો શા ઉપયોગના હોઈ શકે ? મરણ પછીના ભોજનને નથી બુદ્ધિ કબૂલ કરતી, નથી હૃદય કબૂલ કરતું, નથી અન્ય દેશોનો અનુભવ કબૂલ કરતો. એવાં ભોજનને જંગલી મનાવવાને

સારુ આથી વિશેષ કારણ મારી પાસે નથી, ન કોઈની પાસે આશા રાખી શકાય. પ્રાચીન એટલું બધું જેમ ખોટું ગણનારા ભૂલ કરે છે, તેમ સાચું ગણનારા પણ ભૂલ કરે છે. પ્રાચીન હો કે અર્વાચીન, બધી વસ્તુઓ બુદ્ધિની એરણ ઉપર ચડાવવી જ જોઈએ; અને જે વસ્તુ તેની ઉપર ન ચડી શકે તેનો સર્વથા ત્યાગ થવો જોઈએ.

ના. ૨૦–૬–'૨૬

# ૧૧. સીમંત ઇત્યાદિના વરા

જંબુસરથી શ્રી. મણિલાલ છત્રપતિ લખે છે કે, તેમના કુટુંબમાં સીમંતનો પ્રસંગ આવવાથી એમણે છેવટે ન્યાતવરા નહિ કરવાની હિમ્મત કરી છે. આને સારુ હું તેમને ધન્યવાદ આપું છું. મહાસભાનું કામ કરનારા સેવકોમાં આટલી હિમ્મત એ નવાઈની વાત ગણાવી જ નહિ જોઈએ. એવી હિમ્મત આવવાને સારુ એક જ વસ્તુની જરૂર હોય છે, એટલે કે નાતબહાર થવાને વિષે નીડરતા. ન્યાતબહાર થવું એટલે તેના જમણ ઇત્યાદિમાં ન જવાય ને છોકરાછોકરીઓની લેવડદેવ તે ન્યાતમાં ન થાય. જમણોનો જ જ્યાં બહિષ્કાર કરવો છે ત્યાં જમણમાં નોતરું ન મળે એ તો 'ભલું થયું ભાંગી જંજાળ.' અને દીકરાદીકરીની સગાઈ તે નાતમાં ન થાય એટલે સહેજે ન્યાતના વાડા ભાંગી શકાય. જો દેશનો ઉદય થવાનો હોય તો તે વાડા તો ભાંગવાના જ છે. એટલે શ્રી. મણિલાલ છત્રપતિ જેવા સુધારકોએ કશી વસ્તુનો ડર રાખવાનું કારણ જ નથી.

આ જમણવારો સભ્યને જંગલી બનાવે છે, ગરીબોને કચરે છે, દેશને કલંક પહોંચાડે છે. પૈસેટકે સુખી લોકો પણ જમણઘેલા થાય એ આપણને મુદ્દલ ન શોભે એવી વસ્તુ છે. એટલે, શ્રી. મણિલાલ છત્રપતિ જેવા સુધારકો જેમ જેમ વધતા જશે, તેમ

તેમ કુરિવાજ મોળો પડતો જશે. આવા વરાથી બચતાં નાણાંનો કંઈક ભાગ સુધારકોએ જાહેર કામમાં ને ન્યાતના વાડામાં રહેવા માગતા હોય તેમની સાત્ત્વિક સેવામાં વાપરવો ઘટે છે. જ્યાં મહાજન અજ્ઞાનવશ વર્તે છે ત્યાં તે પોતાનું મહાપદ છોડી દે છે ને માનને પાત્ર નથી રહેતું. તેથી ન્યાતના સુધારાને સારુ યોજેલું દ્રવ્ય પણ સાધી રીતે વપરાય તેની ચોકસી દાન કરનારે કરવી ઘટે છે.

તા. ૨૩–૯–'૨૮

# ૧૨. કરજ કરીને વરા

વઢવાણથી એક દુકાનદાર લખે છે :

"હું અત્યારે અનાજની દુકાન ચલાવી રહ્યો છું, તેમાં ઘણા જ અંત્યજ ભાઈઓ મારે ત્યાંથી અનાજ લે છે. તે ભાઈઓના સહવાસમાં આવવાથી મને વધારે વધારે અનુભવો મળતા આવે છે. એક અંત્યજ ભાઈ છે. તેના બે મોટા ભાઈ મરી ગયા છે. તેને દીકરાદીકરી વધારે છે. રાંડારાંડ બાઈઓ વગડાઉ કામ કરી છોકરાંનાં ભરણપોષણ કરે છે. તેમાં ડોસો મરી ગયો. તે ડોસા પાછળ તેનો એક દીકરો છે. તેને દાણાના પૈસા દેવા નથી, અને તેને નાત પાંચસે રૂપિયાનું કરજ કરાવી સુખડી અને ભજિયાંનું જમણ અપાવે છે. આવી રીતે અંત્યજ ભાઈઓમાં જે વ્યાજખાઉ માણસો છે તે આવા ધંધા કરાવે છે. આનો શો ઉપાય?"

આનો એક ઉપાય તો સીધો છે, પણ વસમો છે. કહેવાતા ઊંચ વર્ણના લોક જે કરે છે તે અંત્યજ પણ કરે છે. એટલે જો 'ઊંચ' વર્ણ વરા કરવાનું છોડી દે તો અંત્યજ ભાઈઓ સહેજે બૂરી આદતો, જે તેઓ 'ઊંચ' વર્ણની પાસેથી શીખ્યા છે, તે છોડે. પણ આવો શુભ અવસર આવતાં વખત જશે જ. તેથી, અંત્યજ ભાઈઓને તેમની સ્થિતિનું ભાન કરાવી તેમની પાસેથી સુધારા કરાવવા એ જ તાત્કાળિક રસ્તો છે. ઘણા તો બીકને લીધે વરા વગેરે કરે છે. અંત્યજમાં પણ નાતબહાર થવાનો ડર રહેલો છે, ખરું જોતાં 'ઊંચ' વર્ણ કરતાં વધારે છે.

નાતબહાર થયેલા 'ઊંચ' વર્ણના સજ્જન પાસે આખો હિંદુ સંસાર છે. નાતબહાર થયેલા અંત્યજનો બેલી માત્ર ઈશ્વર છે, અથવા તે સ્વાર્થબુદ્ધિથી વિધર્મ સ્વીકારે છે. અંત્યજ ભાઈઓને જ્યારે પોતાનું ભાન આવશે ત્યારે સુધારા કરવાની તેમની શક્તિ 'ઊંચ' વર્ણની શક્તિ કરતાં ઘણી વધારે હશે. 'ઊંચ' વર્ણને બીજા સ્વાર્થો ને પ્રલોભનો આડાં આવે છે, જ્યારે અંત્યજને, સમજ અને નીડરતા પ્રાપ્ત થયા પછી, એકે આવરણ આડે આવી શકે તેમ નથી. એવી સમજ અને નીડરતા તેમને આપવાં એ 'ઊંચ' વર્ણનો ધર્મ છે, એ તેનું પ્રાયશ્ચિત્ત છે.

તા. ૧૪–૪ '૨૯

## ૧૩. જ્ઞાતિભોજન

આ માસ વિવાહનો છે. વિવાહને અંગે જ્ઞાતિભોજન વગેરે ભારે ખર્ચ કરવામાં આવે છે. જેની પાસે પૈસો છે તે જ્ઞાતિભોજન આદિ ખર્ચ ન કરે એમ કહેવું તો વધારે પડતું ગણાશે. પણ એવાં ભોજન ફરજિયાત થઈ પડ્યાં છે, તેથી કુટુંબને તેનો બોજો અસહ્ય થઈ ગયો છે. આવાં ભોજનો મરજિયાત થવાં જોઈએ, એટલું જ નહિ પણ, ધનિક કુટુંબોએ પોતે સંયમ પાળી દાખલો બેસાડવો જોઈએ. બચતાં નાણાંનો ઉપયોગ જો શિક્ષણને સારુ કે બીજાં સમાજોન્નતિનાં કામોમાં થાય તો તેથી તે જ્ઞાતિને અને એ રીતે આખી પ્રજાને લાભ થાય. વિવાહ સમયે જ્ઞાતિભોજનની પ્રથા બંધ કરવી માત્ર ઇષ્ટ છે, મરણાંતે થતાં જ્ઞાતિભોજન બંધ કરવાં આવશ્યક છે. મરણાંતે અપાતાં જ્ઞાતિભોજનને હું તો પાપરૂપ દેખું છું. એ ભોજનમાં કશું રહસ્ય જોતો નથી. ભોજન એ આનંદનો પ્રસંગ મનાયો છે. મરણ શોકનો પ્રસંગ છે. તે વેળા ભોજન કેમ અપાય એ ન સમજી શકાય એવી વાત છે. સર ચિનુભાઈના સ્વર્ગવાસ પછી જે ભોજન અપાયું હતું તેની બેઠકમાં મેં સ્વર્ગસ્થના માનને

ખાતર મારી હાજરી ભરી હતી. તે વખતનો દેખાવ, અને તે વખતે થયેલો, જમનારી જુદી જુદી નાતો વચ્ચેનો ઝઘડો, જમનારાઓનો સ્વેચ્છાચાર, વગેરે આજ પણ મારી આંખ આગળ તરી રહ્યાં છે. એમાં ક્યાંયે મેં મરનારને વિષે આદર ન ભાળ્યો. શોકને તો ત્યાં સ્થાન જ ક્યાંથી હોય? આવા સુધારાને પણ વખત જોઈએ છે એ રૂઢિનું બળ ને આપણી શિથિલતા સૂચવે છે. આવો સુધારો મહાજન ન કરે તો પણ વ્યક્તિ તો કરી શકે છે. મહાજનની આજની સ્થિતિ દયાજનક છે. તેઓ ઘણી વેળા સુધારા ઇચ્છે, પણ કરતાં ડરે. હિંમતવાન વ્યક્તિઓ પહેલ કરી સુધારા ઇચ્છનાર મહાજનને બળ આપે છે ને સુધારાનું દ્વાર ઉઘાડે છે.

તા. ૧૧-૫-૧૯૨૪

## ૧૪. દા'ડો અથવા કારજ

એક ભાઈ પોતાની ઉપર આવેલું એક ધર્મસંકટ વર્ણવે છે. તેમનાં માતુશ્રીના સ્વર્ગવાસ પછી જ્ઞાતિભોજન આપવાનો આગ્રહ તેમને નાતીલાઓ કરી રહ્યા છે. પોતાને તેને વિષે શ્રદ્ધા નથી. એવાં ભોજનોથી નુકસાન છે એમ માને છે. બીજી તરફથી જો કારજ ન કરે તો નાતીલાનું મન દુખાય છે. આવે સંકટસમયે શું કરવું એ સવાલ છે.

સમાજમાંથી પુરાણા દોષો કાઢવા હોય ત્યારે પહેલ કરનારને આવાં ધર્મસંકટો આવ્યાં જ કરે છે. વિનય અને દૃઢતા એ બે શરતો તે વખતે ઉપયોગી થઈ પડે છે. વિરોધીઓનો વિરોધ વિનયપૂર્વક સહન કરવો ને દૃઢતાપૂર્વક પોતાના નિશ્ચયને વળગી રહેવું. નાતીલાઓને રાજી રાખવાને સારુ પણ આપણે અધર્મ ન આચરીએ. મરણ પાછળ દાન કરવાનો રિવાજ સાર્વજનિક જણાય છે. જો દાનના ઇરાદાથી નહિ તોયે, આપણને કોઈ કંજૂસ અથવા નાતના અભિપ્રાયને વિષે બેદરકાર ન ગણે તેટલા સારુ, આપણે જ્ઞાતિભોજનમાં

જેટલું ખરચ થવાનો સંભવ હોય તેટલો કે તેથી વધારે પૈસો, નાતનાં છોકરાછોકરીઓને કેળવણી આપવામાં જ વાપરીએ તો પૂરો અર્થ સરે. મિથ્યાભિમાનથી કે ડરથી આપણે જે પૈસા વિવાહ, મરણ, ઇત્યાદિ પ્રસંગો પર વાપરીએ છીએ તે બધા અથવા તેમાંનો ઘણો ભાગ બચાવતાં શીખીએ, તો હમેશાં પૈસાની ભીડનો સવાલ આપણી સમક્ષ આવ્યા કરે છે તે ન હોય. પણ દૈવ જાણે એ કેવી માયા છે, જ્ઞાની પણ તેવે પ્રસંગે પામર બની, જ્ઞાન ભૂલી, કરજ કરીને કારજ કર્યે જાય છે! પણ આ ખાદીની સાદાઈના જમાનામાં એવાં ખરચોથી આપણે સહુ બચી જઈ શકીએ છીએ.

તા. ૨૯-૬-૧૯૨૮

## ૧૫. રોવુંકૂટવું

આ નાનકડી કોટડીમાં મેં જે ધીરજ અને ઈશ્વરભાવ અનુભવ્યાં તેની સાથે આપણા રડવાકૂટવાના રિવાજની સરખામણી કર્યા વિના મારાથી ન રહેવાયું. મેં ઘણાં હિંદુ મરણ જોયાં છે. હજુ તો દર્દીના ખોળિયામાં પ્રાણ છે ત્યાં, તેની પાછળ રામનામના જપને બદલે રોકકળ શરૂ થતી મેં ઘણી વેળા જોઈ છે. મૃત્યુ પાછળ રોવાકૂટવાની બધા ધર્મોમાં મનાઈ છે. હિંદુધર્મ જન્મમૃત્યુને એક જ સ્થિતિનાં રૂપાન્તર માને છે. એમ છતાં રોવાકૂટવાની જંગલી અને નાસ્તિક પ્રથા હિંદુ સિવાય મેં બીજા કોઈ ધર્મમાં નથી જોઈ. મેં પારસી, યહૂદી, ખ્રિસ્તી અને મુસલમાન મરણો વેળા હાજરી ભરી છે. રોકકળ તો મેં ક્યાંયે નથી જોઈ. હું ઇચ્છું છું કે, સમજુ હિંદુ કુટુંબો રોવાકૂટવાના ઘાતકી, જંગલી અને નિરર્થક રિવાજને અધર્મ જાણી તરત બંધ કરશે.

## ૧૬. રોટીબેટી

જ્ઞાતિભોજનની અટકાયત કરતાં પણ કદાચ વધારે અગત્યનો સવાલ જ્ઞાતિઓ વચ્ચે બેટીવ્યવહારને ઉત્તેજન આપવાનો છે. વર્ણાશ્રમ આવશ્યક છે, પણ અનેક પેટાવર્ણો હાનિકારક છે. જ્યાં ભાણાવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર હોવો જોઈએ એ વિષે બે મત નથી એમ કહી શકાય. એવા વિવાહ ઠીક સંખ્યામાં થયા છે એમ પણ જોવામાં આવે છે. એ સુધારો હવે ન રોકી શકાય એવો છે. એટલે શાણા મહાજન આવા સુધારાને ઉત્તેજન આપે એ બહુ જરૂરનું છે. કાળને રુચે તેના કરતાં વધારે અંકુશ મહાજન મૂકે તો તેમનો માનભંગ થવાનો સંભવ છે. સુધારકોને શોભે છે કે, આવો સુધારો મહાજનની ઉપરવટ થઈને કરવો પડે તો તેમણે તેમાં વિનય વાપરવો. એવા સુધારકો પણ જાણ્યા છે કે જેઓ મહાજનને તુચ્છ ગણી તેમને પોતાથી અને નેટલું કરી લેવા સિસકારે છે. એવી ઉદ્ધતાઈ કરવાથી સુધારો થતો અટકે છે; ને જ્યાં મહાજન છેક નબળું પડી ગયું હોય ને તેથી દંડ અશક્ય બને છે, ત્યાં સુધારક સુધારક મટી સ્વેચ્છાચારી બને છે. સ્વેચ્છાચાર એ સુધારો નથી. તેથી સમાજ ચડતો નથી, પણ પડે છે.

તા. ૧૧–૫–૧૯૨૪

## ૧૭. રાષ્ટ્રીય છાત્રાલયોમાં પંક્તિભેદ?

કાકાસાહેબ કાલેલકરની વધતી જતી ટપાલમાં અનેક જાતના પ્રશ્નો આવે છે, તેમાં એક કાગળ પંક્તિભેદ વિષે હતો. તેનો જે ઉત્તર તેમણે આપ્યો છે તેની નકલ મારી ઉપર તેમણે મોકલી દીધી છે. એમના વિચારો રાષ્ટ્રીય છાત્રાલયોને માર્ગદર્શક હોવાથી નીચે શબ્દશ: આપું છું:

"વિદ્યાપીઠના છાત્રાલયમાં પંક્તિભેદ રખાય છે કે કેમ એ વિષે તમે પૂછયું એ ઠીક કર્યું છે. તમે જાણો છો કે વિદ્યાપીઠનાં ધ્યેયોમાં

નીચેની કલમ છે: ‘વિદ્યાપીઠની નીચે ચાલતી સંસ્થાઓમાં બધા પ્રચલિત ધર્મોને વિષે સંપૂર્ણ આદર હશે, અને વિદ્યાર્થીઓના આત્મ-વિકાસને અર્થે ધર્મનું જ્ઞાન અહિંસા અને સત્યને દૃષ્ટિમાં રાખીને આપવામાં આવશે.’

“તમે એ પણ જાણો છો કે વિદ્યાપીઠ અસ્પૃશ્યતાને કલંકરૂપ અને અધર્મ માને છે. વિદ્યાપીઠમાં સ્વરાજની અસહકારી કેળવણી લેવા ઇચ્છનારા, ખાદીમાં માનનારા, ગમે તે ધર્મના વિદ્યાર્થી આવી શકે છે. છાત્રાલયમાં અમુક વર્ગના કે પંથના જ વિદ્યાર્થીઓ રહે એવો નિયમ નથી. જનસમાજમાં જે આચારધર્મ આજે પ્રત્યક્ષ પળાય છે તેનો વિરોધ કરવાનો વિદ્યાપીઠનો આશય નથી. તેથી છાત્રાલયમાં બ્રાહ્મણ રસોઇયાને હાથે જ રસોઈ થાય છે. શૌચાચારમાં રસોઈ વિશિષ્ટ ઢબે જ તૈયાર થયેલી હોય એ આગ્રહ હોય છે, તે આ રીતે પળાય છે. પણ પંક્તિભેદ એ શૌચાચારનો સવાલ નથી, પણ સામાજિક પ્રતિષ્ઠાનો છે, ઊંચનીચતાના શાસ્ત્રનો છે. જમતી વખતે મને કઈ જાતનો આહાર મળે છે, એ તૈયાર કરવામાં કઈ જાતની શુદ્ધિ સચવાય છે, તેનો હું અવશ્ય વિચાર કરું. પણ એ જ જાતનો ખોરાક મારી પડખે બેસીને ખાનારના ધાર્મિક અભિપ્રાયો કેવા છે, અથવા એનો આચાર કેવો છે, એનો હું ઝાઝો વિચાર ન કરું, કેમકે હું પ્રતિષ્ઠાના અભિમાનમાં માનતો નથી. પ્રતિષ્ઠાના અભિમાનમાં ધર્મતત્ત્વ તો સમાયેલું નથી જ; એનો અભાવ જ છે. અમેરિકામાં ગોરાની પંક્તિમાં કોઈ હબસી બેસે તો ગોરાને પોતાના દરજ્જાને હીણપદ લાગ્યું એમ થઈ જાય છે. પતિત રાષ્ટ્રના આપણે, માંહોમાંહે ઊંચનીચતાનું અભિમાન ધરાવીને, એવો જ ભેદ ઉત્પન્ન કરીએ, એ જો કરુણાજનક દૃશ્ય ન હોત તો હાસ્યરસનો અદ્‌ભુત નમૂનો જ ગણાત.

“પંક્તિભેદ વિષે છાત્રાલયમાં ખાસ કશો નિયમ નથી. વિદ્યાર્થીઓ પોતાની મેળે સરખા એકત્ર બેસે છે. અધ્યાપકો તો કોઈ પંક્તિભેદમાં માનતા જ નથી. એટલે સ્વાભાવિકપણે વિદ્યાર્થીઓ પણ એ જ ઢબે ચાલે છે. બે ત્રણ વિદ્યાર્થીઓ, પોતાના વાલીઓના આગ્રહને વશ થઈ, રસોડામાં જ્યાં રસોઇયાઓ જમે છે ત્યાં બેસીને જમે છે. પણ એ રિવાજને વિદ્યાપીઠ તરફથી ઉત્તેજન મળે તેમ નથી. આહારશુદ્ધિ તરફ આજે અપાય છે એના કરતાંયે વધારે ધ્યાન અપાય. પણ પંક્તિભેદ વિદ્યાપીઠને ઇષ્ટ નથી, કેમકે એ ભેદ અભિમાનમૂલક કૃત્રિમ પ્રતિષ્ઠા ઉપર

રચાયેલો છે એવી વિદ્યાપીઠની માન્યતા છે. ધર્મનું શુદ્ધ વાતાવરણ જાળવવાનો વિદ્યાપીઠનો પ્રયત્ન સતત રહેશે."

કાકાસાહેબ જોઈ જોઈને પગ મૂકવા માગે છે. માબાપોને કે વિદ્યાર્થીઓને બની શકે ત્યાં લગી તેઓ આઘાત પહોંચાડવા નથી ઇચ્છતા, તેથી કહે છે: "છાત્રાલયમાં બ્રાહ્મણ રસોઇયાને હાથે જ રસોઈ થાય છે. શૌચાચારમાં રસોઈ વિશિષ્ટ ઢબે તૈયાર થયેલી હોય એ આગ્રહ હોય છે, તે આ રીતે પળાય છે." મારો તો અભિપ્રાય છે કે બ્રાહ્મણ રસોઇયાનો આગ્રહ લાંબા વખત સુધી રાખવો અશક્ય છે. જે અર્થમાં અહીં બ્રાહ્મણ શબ્દ વપરાયો છે તેવા બ્રાહ્મણોથી જ શૌચાચારનું પાલન થાય એવું તો કંઈ નથી જ. એટલું જ નહિ પણ, એવા બ્રાહ્મણોથી શૌચાચારનું પાલન થાય જ છે એવુંયે નથી. ગંદકીથી ભરપૂર, આરોગ્યના નિયમોનો ભંગ કરનારા બ્રાહ્મણ રસોઇયા મેં તો કેટલાયે ભાળ્યા છે; એ આંખાળા કયા માનવીએ નહિ જોયા હોય? શૌચાચારમાં કુશળ, આરોગ્યના નિયમોને જાણનાર અને તેને પાળનાર બ્રાહ્મણેતર રસોઇયા પણ ઘણાયે મેં જોયા છે. તેથી, જો બ્રાહ્મણ શબ્દનો મૂળ અર્થ ધ્યાનમાં લઈ, જે શૌચાચારને પાળે તે બ્રાહ્મણ એમ ગણીએ, તો બધાં રાષ્ટ્રીય છાત્રાલયો સુગમતાથી કાકાસાહેબનો નિયમ પાળી શકશે. જો જન્મે બ્રાહ્મણ તેને જ બ્રાહ્મણ ગણવામાં આવશે તો તો શૌચાચારનું પાલન કરે એવા બ્રાહ્મણ રસોઇયા ઘણા મળવાના જ નથી, અને જે મળશે તે એવો મોટો પગાર માગશે અને એટલા માથે ચડશે કે તેમને રાખવા અને સાચવવા એ લગભગ અશક્ય થઈ પડશે.

વિદ્યાપીઠ સત્ય અને અહિંસાની આરાધના કરે છે. તેથી આપણાં છાત્રાલયોમાં જે સ્થિતિ જેવી હશે તેવી જ તેણે પ્રગટ કરવી જોઈએ, અંદર કે બહાર આંખ આડા કાન નહિ કરી શકાય. તેથી જ કાકાસાહેબે સ્પષ્ટ કર્યું છે કે વિદ્યાપીઠના છાત્રાલયમાં પંક્તિભેદને સ્થાન નથી. પંક્તિભેદના ગર્ભમાં જ ઊંચનીચનો ભેદ

સમાયેલો છે. વર્ણભેદની સાથે ઊંચનીચતાને કશો સંબંધ નથી. ઊંચતાનો દાવો કરનાર બ્રાહ્મણ નીચે જાય છે અને નીચ બને છે. પોતાને નીચ માનનારને અને નીચે રહેનારને જગત ઊંચું સ્થાન આપે છે. જ્યાં મોક્ષ આદર્શ છે, જ્યાં અહિંસા પરમ ધર્મ છે, જ્યાં આત્માનો અભેદ છે, ત્યાં ઊંચતા અને નીચતાને સારુ અવકાશ જ ક્યાં છે ? એટલે રાષ્ટ્રીય છાત્રાલયોને વિષે, મારી મતિ પ્રમાણે તો, એટલું જ કહી શકાય કે, ત્યાં શૌચાચાર સંપૂર્ણ પાળવાનો પૂર્ણ પ્રયત્ન થશે, એટલે સાચો બ્રાહ્મણધર્મ આદર્શ રહેશે; આડંબરી અને નામનો બ્રાહ્મણધર્મ પાળવાનો આદર્શ હોય જ નહિ, કેમકે એ દોષ છે અને તેથી ત્યાજ્ય છે.

તા. ૯–૯–'૨૮

# ૧૮. નવીન વિધિઓ

દેશબંધુના અવસાન નિમિત્તે સભાઓ વગેરે થયાં હતાં તેમાં ઘણી જગ્યાએ લોકોએ સર્વસાધારણ ક્રિયાઓ ઉપરાંત પોતાને અનુકૂળ એવી નવીન વિધિઓ પણ દાખલ કરી હતી. બંગાળમાં ઘણે ઠેકાણે કીર્તનો થયાં હતાં, કોઈ ઠેકાણે કંગાળોને જમાડવામાં આવ્યાં હતાં, ને કોઈ ઠેકાણે લોકોએ સ્નાનાદિ કરીને ધાર્મિક ક્રિયાઓ ઊજવી હતી. કાઠિયાવાડમાં આવેલા ચાડિયા ગામે તિથિ નીચે પ્રમાણે ઊજવી હતી.

૧. સદ્‌ગતના આત્માને પરમાત્મા શાંતિ આપે અને બીજા દેશબંધુઓ હિંદને સાંપડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

૨. કૂતરાને અને ગાયને લાડવા ખવડાવવા.

૩. તે તિથિએ કોસ અને સાંતી ન જોડવાં.

૪. આગામી સાલમાં સારો કપાસ ઘર પૂરતો દરેક ખેડૂતે સંઘરવો.

બીજી કેટલીક જગ્યાએ ઉપવાસ કરવામાં આવ્યા હતા અને સૂતર કાંતવામાં આવ્યું હતું. આવી નવીનતાઓ આવકારદાયક છે. જે જે શુભ પ્રવૃત્તિ પોતાને સૂઝે અને ગતાત્માને માન્ય હોય એવીની વૃદ્ધિ નિમિત્ત આવી તિથિઓને બનાવવી એ મૃત્યુ પામેલાંઓ પ્રત્યેના આપણા પ્રેમની સરસ નિશાની છે.

કોસ અને સાંતી ન જોડવામાં પ્રાણીદયા છે. ચોમાસું બાદ કરતાં કોસ વગેરે આપણે લગભગ નિરંતર વગરવિચાર્યે ચલાવીએ છીએ. આમાં વસ્તુતાએ લાભને બદલે હાનિ જ થાય છે. જ્યાં દર અઠવાડિયે આરામ લેવાનો અને નોકરોને તેમ જ જાનવરોને આરામ દેવાનો રિવાજ છે, ત્યાં લોકોએ કશું ખોયું નથી; તેઓએ મેળવ્યું છે. એટલે મહાપુરુષોના અવસાન જેવા અવસરોએ કોસ વગેરે બંધ રાખીને નોકર, પશુ વગેરેને આરામ આપવો એ રૂડો આરંભ છે.

પણ કૂતરાંને અને ગાયને લાડવા આપવામાં ખોટી દયા છે. આપણને લાડુ ગમે તેથી ગાય ને કૂતરાંને પણ ગમે અથવા લાભ આપે એવું માનવાનું કંઈ જ કારણ નથી. પશુઓના સ્વાદ બગડેલા નથી હોતા. મનુષ્યોના સ્વાદમાં જો ભેદો છે તો પશુઓનું કહેવું જ શું! અંગ્રેજને લાડુ આપીએ તો તે ફેંકી દેશે. આપણામાંના ઘણાને તેઓની મીઠાઈ પસંદ નહિ પડે. મદ્રાસમાં કોઈ રોટલીનું જમણ આપે તો મદ્રાસના હિંદી તે ખાઈ નહિ શકે. પંજાબમાં ભાતનું જમણ નિરર્થક થશે. તો પછી ગાયને અને કૂતરાને લાડુ આપવામાં શો અર્થ હોય? ગાય અને કૂતરાં લાડુ ખાઈ જાય છે એ લાડુ ખવડાવવાના વાજબીપણાનો પુરાવો નથી. દૂબળાં ઢોરને ઘાસ આપવું એ દયા છે. પણ ગામડામાં તો દૂબળાં ઢોર જ ન હોવાં જોઈએ.

કૂતરાંને ખાવાનું આપવું તેમાં દયા નથી; તેમાં મેં તો કેવળ અજ્ઞાન જોયું છે. આપણે ઊંઘ વેચીને ઉજાગરો વહોરી લઈએ છીએ. કૂતરાંને અયોગ્ય રીતે લલચાવી આપણે તેમનો વંશ

વધારીએ છીએ ને પછી તેમને નધણિયાતાં રાખી દૂબળાં બનાવીએ છીએ. કૂતરાં તો બધાં પાળેલાં જ હોવાં જોઈએ. રખડતાં કૂતરાંની હસ્તી આપણા પાપની કે અજ્ઞાનની નિશાની છે. અમદાવાદ પોતાનાં નધણિયાતાં કૂતરાંને એક જગ્યાએથી બીજી જગ્યાએ ધકેલી દયાધર્મ પાળ્યાનો દાવો કરે છે. જરા સરખો દયાધર્મનો વિચાર કરવાથી માલૂમ પડશે કે, નામની દયા કરવા જતાં બેવડી ક્રૂરતા કે હિંસા થાય છે. એક તો એ કૂતરાંઓને પોતાના વાતાવરણમાંથી કાઢવાની હિંસા, અને બીજી એવાં કૂતરાંઓને પકડી ગરીબ ગામડાંઓની નજીક છોડી મેલવામાં ગામડાંઓ પ્રત્યે થતી હિંસા. રેઢિયાળ કૂતરાંના ઉપદ્રવનો ઇલાજ સુજ્ઞ મનુષ્યોએ ધાર્મિક ન્યાયવૃત્તિથી વિચાર કરી શોધવો જોઈએ. આવાં કાર્યો મહાજનો જો દયાધર્મનો સૂક્ષ્મ અભ્યાસ કરે તો જ થાય. અને તેમ નહિ કરે તો છેવટે એવો સમય આવી રહ્યો છે કે, જ્યારે ધર્મહીન સત્તાધીશો ઉતાવળે કૂતરાંઓનો નાશ કરશે. તાત્કાળિક ઇલાજ તો, કૂતરાંઓને જાણનાર શાસ્ત્રીની દેખરેખ નીચે, તેઓની પાંજરાપોળો ખોલવાનો જણાય છે.

સામાન્ય વાત પરથી હું ઊંડે ઊતર્યો છું. પણ કૂતરાંને લાડવા આપવાનો ઠરાવ વાંચી, સાબરમતી–આશ્રમમાં થયેલી રેઢિયાળ કૂતરાંની ચડાઈના અનુભવો મારી સમક્ષ ખડા થયા; ને તે ઉપરથી જીવદયા વિષેના કેટલાક વિચારો મેં મહાજનોની જાણને સારુ અહીં રજૂ કર્યા છે.

પણ આપણે ત્યાં તો, જેમ દૂબળાં ને રેઢિયાળ જાનવર છે, તેમ દૂબળાં ને રેઢિયાળ મનુષ્યપ્રાણીઓ પણ છે. તેઓને દૂબળાં રાખીને જિવાડવામાં પુણ્ય માની આપણે પાપનો પુંજ ખડકીએ છીએ.

ગયે અઠવાડિયે હું સુરી ગયો હતો. હું ગરીબોનો દાસ ગણાઉં છું, તેથી સુરીના મહાજનોએ મારે નિમિત્તે કંગાળોને જમાડ્યાં

હતાં. તેઓને જમવાનો વખત મારી ગાડી પહોંચવાને વખતે જ રાખ્યો હતો. રસ્તાની બંને બાજુએ જમવા બેઠેલાં રાંકાંઓની આ હાર વચ્ચે થઈને મને મોટરમાં બેસાડીને લઈ ગયા. હું શરમાયો; અવિનયનો ભય ન હોત તો હું ત્યાં જ ઊતરી પડત અને નાસી જાત. ખાનારાં ગરીબોની વચ્ચેથી મોટરમાં બિરાજતો આ ભલો તેઓનો ઉદ્ધત દાસ ! આ વિષે કેટલાક ઉદ્ગાર હું સુરીની સભા આગળ રોયો.

આવું જ દશ્ય મેં કલકત્તામાં એક પુરાણા ધનિક કુટુંબને ત્યાં જોયું. મને ત્યાં દેશબંધુ-સ્મારકને સારુ ઉઘરાણું કરવા લઈ જવામાં આવ્યો હતો. આ કુટુંબનો મહેલ 'મારબલ પૅલેસ'ને નામે ઓળખાય છે. તે છે પણ બનેલો કેવળ આરસનો. મકાન ભવ્ય અને જોવા લાયક છે. આ મહેલને આંગણે હમેશાં ગરીબોનું સદાવ્રત રહે છે. ત્યાં ગરીબોને રાંધેલું અનાજ જમાડવામાં આવે છે. આ સખાવત મને દેખાડવાના નિર્દોષ ઇરાદાથી અને મને આનંદ પમાડવાના શુભ હેતુથી, બરોબર પેલાંઓને જમાડવાના સમયે મને માલેકોએ બોલાવ્યો હતો. મેં વગરવિચાર્યે 'હા' કહી દીધી હતી. પણ ત્યાંનું દશ્ય જોઈ સુરીના કરતાં વધારે દુઃખી થયો અને અકળાયો. જમનારાની વચ્ચે થઈને મને મોટરમાં તો ન લઈ ગયા; પણ મારી પાછળ જ્યાં જોઉં ત્યાં લોકોનું ટોળું તો હોય જ. એ આખું ટોળું આ જમનારાં કંગાળિયાંની વચ્ચે થઈને ધસ્યું. બાપડાં જમનારાંઓને તેઓના પગનો સ્પર્શ તો થાય જ. ઘડીભર તો એ બિચારાઓનું ખાવાનું પણ બંધ રહ્યું. તેઓના આત્માએ મને આશીર્વાદ આપ્યો હોય તો ધન્ય છે એમની સમતાને અને ઉદારતાને. ક્યાં ધૂળવાળું આંગણું ને ક્યાં બરફ જેવો ઊજળો ઊંચો મહેલ ! આ મહેલ કેમ જાણે પેલાં ગરીબોની હાંસી કરતો હોય નહિ, એવું મને તો જણાયું; અને તેઓની વચ્ચે થઈને એમ બેદરકારીપૂર્વક ચાલનારા પેલા ગરીબોના નવાજ તે હાંસીમાં ભાગ લેતા મારા અંતરને જણાયા.

આમ લોકોને ખવડાવવામાં પુણ્ય હોય ? મને તો એમાં, શુદ્ધમાં શુદ્ધ ભાવ છતાં, અવિચાર અને અજ્ઞાનને લીધે થતું પાપ જ લાગ્યું. આવાં સદાવ્રતો દેશમાં ઠેકઠેકાણે છે. આથી કંગાળિયત, આળસ, પાખંડ, ચોરી ઇત્યાદિ વધે છે; કેમકે, વગરમહેનતે ખાવાનું મળે તો મહેનત ન કરવી એવી ટેવવાળા માણસો આળસુ બને અને પછી કંગાળ બને. નવરો બેઠો નખ્ખોદ વાળે એ ન્યાયે, આવાં કંગાળો ચોરી ઇત્યાદિ શીખે. બીજા અનાચાર પોતાના પ્રત્યે કરે એ તો નોખું જ. આ સદાવ્રતોનું છેવટ હું તો ખરાબ જોઉં છું. ધનવાન લોકોએ પોતાની સખાવતોના ભાજનોનો વિચાર કરવો ઘટે છે. સખાવતમાત્રમાં પુણ્ય છે એવું તો નથી જ, એ બતાવવાની આવશ્યકતા નથી. લૂલાં, પાંગળાં અથવા દરદોથી પીડાતાં અશક્ત માણસોને સારુ અવશ્ય સદાવ્રત ઘટે છે. તેઓને પણ ખવડાવવામાં વિવેક હોવો જોઈએ. હજારોના દેખતાં અશક્તને પણ ન ખવડાવાય. તેઓને ખવડાવવાની એકાંત, શાંત અને સુઘડ જગ્યા હોવી જોઈએ. ખરું જોતાં, તેવાંઓને સારુ ખાસ આશ્રમો હોવાં જોઈએ. છૂટાંછવાયાં એવાં આશ્રમો હિંદુસ્તાનમાં છે. અશક્તને જમાડવાની ઇચ્છા રાખનારા સખી ગૃહસ્થોએ કાં તો એવાં સારાં આશ્રમોમાં પોતાનું દ્રવ્ય મોકલવું જોઈએ, અથવા ન હોય ત્યાં આવશ્યકતા અનુસાર એવાં આશ્રમો સ્થાપવાં જોઈએ.

અશક્ત ગરીબોને સારુ કંઈક પણ ધંધો શોધવો જોઈએ. લાખોનો ઉપકાર થઈ શકે એવું સાધન કેવળ રેંટિયો છે.

તા. ૨-૮-'૨૫

# ૧૯. ધર્મને નામે અધર્મ

મથુરાથી એક ગૃહસ્થ લખે છે :

" મથુરા કે પાસ ઔર ગોવર્ધન કે અતિ નિકટ એક જતિપુરા ગ્રામ મેં આગામી માસ મેં છપ્પન ભોગ કા મેલા હોગા. વૈષ્ણવ સંપ્રદાય અન્તર્ગત ગુસાંઈ લોગોં દ્વારા ઇસકા આયોજન કિયા જાયગા. સુના હૈ કિ અનુમાન સે ૨–૩ લાખ રૂપયા ઇસ કાર્ય મેં વ્યય હોગા. ગુજરાત કે વૈષ્ણવ, જિનમેં મુખ્યતઃ ભાટિયા લોગ બંબઈ મેં વ્યાપારી હૈં, ઔર જિનકે યહાં ધર્માદે કી રકમ જમા રહતી હૈ, ઉનકા વહ રૂપયા ઇસ મેલે મેં વ્યય કિયા જાયગા. ઇસ છપ્પન ભોગ કે અવસર પર ૧૦૦ યા ઇસસે અધિક બ્રાહ્મણ શ્રીમદ્ ભાગવત કા એક સાથ પારાયણ કરેંગે. ઔર અનેક પ્રકાર કે ભોગ, વ્યંજન, આદિ પદાર્થ બનેંગે. રથયાત્રા કા ભી યહી સમય હોગા. સહસ્રોં કી સંખ્યા મેં ગુજરાતી લોગ ઇસ ઉત્સવ મેં સંમિલિત હોંગે. ધર્મ કે લિયે ઇસ દિખાવે કો કયા આપ ઉપયુક્ત સમઝતે હૈં ?

" યહ વ્રજભૂમિ શ્રીકૃષ્ણ મહારાજ કા ક્રીડાસ્થલ હૈ. શ્રીકૃષ્ણ મહારાજ કી ગૈ મેં કિતની ભક્તિ થી યહ કિસીસે છીપા નહીં હૈ. અતએવ ગૈ કી ભક્તિ હી ઇસ સમય સચ્ચી શ્રીકૃષ્ણઉપાસના હૈ. ગોવંશકા ઇસ વ્રજભૂમિ મેં આજ જિતના કારુણિક દૃશ્ય હૈ ઉસકો દેખ કર રોંગટે ખડે હો જાતે હૈં.

" મથુરા વૃન્દાવન મેં શ્રાવણ, ભાદ્રપદ મેં અત્યધિક મેલે રહતે હૈં. લાખોં યાત્રી આતે હૈં. બાજાર મેં અચ્છા ઘીદૂધ દેખને મેં નહીં આતા. વનસ્પતિ ઘી ઔર સડેબુસે ઘી કા પકવાન્ન તથા મિઠાઈ સર્વત્ર હી બિકતી હૈ. તથા વિલાયતી ખાંડ ભી ખૂબ હી લગાયી જાતી હૈ. અબ તો લકડી કા બના હુઆ આટા ભી કામ મેં લાયા જાના લગા હૈ. ઉક્ત સામગ્રી સે તીર્થસ્થલ મેં પરિપોષિત યે શ્રદ્ધાળુ યાત્રી ઇસ પ્રકાર અપની તીર્થયાત્રા સફલ કરને મેં અપના સૌભાગ્ય સમઝતે હૈં, તથા ઐસી ભગવદ્‌ભક્તિ કા પરિચય દેતે નહીં લજાતે."

આ હિંદી સમજવામાં સહેલું હોઈને મેં તરજુમો નથી કર્યો. ઉત્તર હિંદુસ્તાનમાં વસતા, શાસ્ત્રને જાણનારા બ્રાહ્મણો પણ

ગુજરાતના શ્રદ્ધાળુ પણ અવળે માર્ગે દોરાઈ રહેલા વૈષ્ણવોને વિષે શું ધારે છે, એ એમના જ શબ્દમાં બતાવવાને ખાતર મેં ઉપલો કાગળ લખનારની જ ભાષામાં આપ્યો છે. મિષ્ટાન્ન ભોજન કરવા કરાવવામાં હજારો રૂપિયા ખરચવા અને તે ક્રિયાને ધર્મ તરીકે ઓળખાવવી એ તો આ જમાનાની બલિહારી જ ગણાય. વૈષ્ણવધર્મમાં 'પરાયી પીડ'નું દર્શન એ મધ્યબિંદુ છે, જ્યારે ભાવિક ગણાતા વૈષ્ણવોએ તેને ભોગ ભોગવવાનું સાધન કરી મૂકેલો છે. જેમ આ દેશમાં બીજી જગાએ થાય છે તેમ, ગોવર્ધનમાં ગોવંશનો નાશ થતો જાય છે. દૂધઘીની અછતની વાત મજકૂર પત્રમાં લખી છે તેનો અનુભવ સૌ કોઈ યાત્રાળુને થયો છે. ગુજરાતના ધનિક વૈષ્ણવો આ કાગળ ઉપર ધ્યાન આપે, ચેતે, અને ધર્મને નામે થતા અધર્મમાંથી બચે.

તા. ૧૯–૮–'૨૮

## ૨૦. તપની ઉજવણી

એક મિત્ર લખે છે:

"ભગવાન ઋષભદેવજીને બાર માસ સુધી આહારનો જોગ મળ્યો નહોતો, અને વૈશાખ સુદ ત્રીજના રોજ પોતાને ઘેર જતાં, તેમના પૌત્રોએ, દાદાને જોઈને, હર્ષમાં આવી જતાં, શેરડીનો રસ તૈયાર હતો તે આપ્યો. આ કારણથી, જૈનોમાં બાર માસ સુધી એકાંતરા ખોરાક લેવાનું તપ કરે છે, અને ઉપવાસ મોડા શરૂ કર્યા હોય તોપણ વૈશાખ સુદ ત્રીજનો ઉત્સવ કરે છે. આ પ્રસંગ લગ્ન જેવો કરી નાંખી, કંકોત્રીઓ લખે છે, વાસણ તથા સાકરની લહાણી કરે છે, જમવાનું કરે છે, ગીતો ગાય છે, અને લગ્નના ચાંદલાની માફક ચાંદલા સ્વીકારે છે. મારી અલ્પ મતિ પ્રમાણે આવી રૂઢિને વશ થવાથી આત્મા ઊંચો આવવાને બદલે નીચો પડે છે, અને કંઈક અહંભાવ આવે છે. આવા કારણથી મારી સ્ત્રીએ વરસી તપ શરૂ કર્યું ત્યારે મિત્રોની સમક્ષ મેં કહી રાખેલ કે, રૂઢિ પ્રમાણે કાંઈ કરીશ નહિ, દીકરીઓને પણ તેડાવીશ નહિ, અને મારી

શક્તિ મુજબ જે કાંઈ શુભ કાર્યમાં વાપરવાનું હશે તે ગાંધીજીને મોકલાવી આપીશ. મારી પત્નીએ આ વિચાર પસંદ કર્યો. અને તે મુજબ આ સાથે હૂંડી રૂ. ૨૦૧ની મોકલી છે, તેમાંથી ભીલસેવામંડળ, અંત્યજના ફાળામાં, તથા ગોશાળા ખાતે, અથવા આપને યોગ્ય લાગે ત્યાં વાપરશો. લોકલાજ પ્રમાણે જમણ કરવાં પડત તો મને ખર્ચ વધારે થાત.''

આટલી હિમ્મત બતાવવાને સારુ ને અયોગ્ય રૂઢિ તોડવાને સારુ હું આ મિત્રને ધન્યવાદ આપું છું. આ દૃષ્ટાંતનું અનુકરણ બીજા શ્રાવકો વૈષ્ણવો વગેરે કરે, તો દેશમાં થતાં લોકસેવાનાં કાર્યોને મદદ મળે, અને ધર્મને નામે ભોગો ભોગવાય છે તે કંઈક અંશે અટકે.

આપણું મન ભોગોમાં એટલું બધું રચ્યુંપચ્યું રહે છે કે, આપણે શુદ્ધમાં શુદ્ધ વસ્તુને પણ ભોગનું નિમિત્ત કરી મૂકીએ છીએ: ઉપવાસાદિનું આધ્યાત્મિક ફળ છોડીને આપણે તેની મારફતે મોટાઈ મેળવવામાં રોકાઈ જઈએ છીએ, ને ઉપવાસાદિને પાછળથી ઘણા સ્વાદો કરવાનું વાહન બનાવી મૂકીએ છીએ.

ખરું જોતાં તો, જેઓ તપ વગેરે કરે છે તેમનો ધર્મ છે કે, તેની દાંડી ન પીટે કે ન પિટાવે, તેને વિષે નિરભિમાન રહે; અને સગાં વગેરે આવાં તપનો સદુપયોગ કરવા માગે તો તેને અંગે ગુપ્તપણે કે તટસ્થભાવે ઉપયોગી દાન કરે.

આ મિત્રના કાગળમાં એક બીજો ઉલ્લેખ પણ છે. અનાથાશ્રમ, બાલાશ્રમ વગેરે સંસ્થાઓ આવે સમયે પોતાને ત્યાં મિષ્ટાન્ન ભોજન નિમિત્તે દાન મળવાની આશા રાખે છે. આ શોચનીય રિવાજ છે. અનાથને આશ્રમો સ્થાપી સનાથ બનાવવાં જોઈએ. અને જો તેમને સનાથ બનાવવાં હોય તો ભીખેલાં ભોજનો તેમને કદી ન અપાય. અનાથાશ્રમો ચલાવવાને સારુ દાન મેળવાય તે એક વસ્તુ છે; તેમાં રહેલાં અનાથોને દાનીઓ પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન જમાડે એ નોખી વસ્તુ છે. એકમાં સંસ્થાને ચલાવવાનો આશય છે, બીજામાં અનાથોનું માન ભંગ થાય છે. વળી, આમ ભોજનનો સ્વીકાર કરનારી સંસ્થા સંસ્થાવાસીઓના આરોગ્યને જોખમમાં

નાખે છે, ને તેમને સ્વાદીલા કરી મૂકી તેમનું જીવતર બગાડે છે. તેથી, આવા પ્રકારની સંસ્થાઓ ભોજનને બદલે દાનનો જ સ્વીકાર કરવાનો આગ્રહ રાખે ને દાનીઓ ભોજનરૂપે દાન ન દેવાનો આગ્રહ રાખે, તો તેઓ પ્રજાના કલ્યાણમાં ભાગ લેશે.

તા. ૧૩-૫-'૨૮

## ૨૧. સ્મશાનસુધારો

રા. છોટાલાલ તેજપાળે અમારી ઉપર બે ચાર પત્રો લખ્યા છે અને તેઓ જે ચળવળ ચલાવી રહેલા છે તે વિષેનું કેટલુંક સાહિત્ય પણ મોકલેલું છે. એ બધું એવું લાંબું છે અને એટલી બધી આસપાસની બીજી હકીકતોથી છવાયેલું છે કે, તે અમે આપી શકતા નથી. તેથી તેઓનો ઉદ્દેશ માત્ર અમે અહીંયાં આપવા ધારીએ છીએ; કેમકે એ ઉદ્દેશ અમને ઉપયોગી જણાયો છે.

મુડદાંની વ્યવસ્થા કરવામાં પ્રતિદિન તકલીફ વધતી જાય છે. ગરીબોની હાડમારી વિશેષ છે. મુડદાં ઊંચકવાની સગવડ સરખી પણ કેટલાકને હોતી નથી. મરકી ઇત્યાદિ ઉપદ્રવો દેશમાં વખતોવખત થયાં કરે છે, અને તે સમયે લોકોની સ્થિતિ બહુ દયામણી થઈ પડે છે. વળી, મુડદું જ્યાં સુધી બળી રહે ત્યાં સુધી બેસી રહેવામાં વખતનો નકામો ક્ષય થાય છે. કેટલીક વેળા મુડદું પૂરું ઢંકાયેલું પણ નથી હોતું એવી રીતે ચિતા ખડકવામાં આવે છે.

આવાં કારણોથી કેટલીક મુદત થયાં મુડદું લઈ જવાની અને બાળવાની ક્રિયામાં સુધારો કરવાનો પ્રયત્ન રા. છોટાલાલ કરી રહ્યા છે. અમને લાગે છે કે એ પ્રયત્ન ઉત્તેજનને લાયક છે. એમની સૂચના એવી છે કે, મુડદું વાહનમાં લઈ જવું અને સ્મશાન એવી શાસ્ત્રીય પદ્ધતિથી બાંધવું કે જેથી મુડદું એક ભઠ્ઠીમાં મૂકવામાં આવે અને જલદ અગ્નિથી તેની તુરત ખાખ થઈ શકે. આમ કરવાથી પૈસાનો અને વખતનો બચાવ થાય છે અને ધર્મની

લાગણીને જરાયે ઇજા પહોંચતી નથી. એમ છતાં હાલ તુરતમાં વાહનમાં મુડદાને લઈ જવાનું અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે અગ્નિદાહ દેવાનું ફરજિયાત કરતાં મરજિયાત રાખવું એ વધારે ઉચિત ગણાશે. આવી બાબતમાં લોકકેળવણીની જરૂર છે. અઘટિત રિવાજો પણ ધીમેથી જ દૂર કરી શકાય છે. લોકોએ જ્ઞાનપૂર્વક અથવા તો શ્રદ્ધાપૂર્વક પણ સ્વેચ્છાએ ગ્રહણ કરેલો ફેરફાર, એ જ ખરો સુધારો ગણાય. એટલે જે જે જગ્યાએ થોડા સાહસિક ગૃહસ્થો હોય, દ્રવ્યની સગવડ હોય, અને જ્યાં થોડાં ઘણાં માણસો અગ્નિદાહ કરવાની નવી પદ્ધતિનો સ્વીકાર કરવા તૈયાર હોય, ત્યાં વાહનોની અને અગ્નિદાહની સગવડ કરી હોય, તો અને વ્યવસ્થા સારી રાખવામાં આવે તો, થોડા વખતમાં આ અગત્યની વસ્તુ લોકપ્રિય થઈ પડશે; અને રોગચાળાને સમયે ગરીબ લોકો તો તેને વધાવી જ લેશે.

તા. ૫–૧૦–૧૯૧૯

# ૨૨. મરકી અને મરણગાડી

કાઠિયાવાડની છેલ્લી (એપ્રિલ ૧૯૨૫ ની) મુસાફરી પૂરી કરી પાછા ફરતાં રાજકોટ વચમાં આવતું હતું. સ્ટેશન ઉપર આવેલા ભાઈઓને મળતાં માલૂમ પડ્યું કે, મરકીને લીધે રાજકોટ લગભગ ખાલી થઈ ગયું હતું. આમ પોતાનું સ્થળ ભયને માર્યે છોડવું એ યોગ્ય, કે સફાઈના નિયમોનું પાલન કરી બીજા યોગ્ય ઇલાજો લઈ પોતાના સ્થળને વળગી રહેવું એ યોગ્ય, એના નિર્ણયમાં હાલ નહિ ઊતરું. પણ એટલું તો કહી શકાય કે, રાજકોટ જેવા શહેરને મરકીથી સુરક્ષિત કરવું એ સહેલ હોવું જોઈએ.

જે ખબરથી મને બહુ દુઃખ થયું એ તો એ હતી કે, મરકીથી મરેલાંની ક્રિયા કરતાં પણ કેટલાક લોકો ડરે છે ને તે ક્રિયા સેવાસમિતિને અથવા સ્ટેટને કરવી પડે છે. માણસને ગમે

તેટલો મોતનો ભય લાગે તોયે, તે પોતાનાંની સારવાર કરવા બંધાયેલો છે; મરે તેની મરણક્રિયા કરવાનો તેનો ધર્મ છે. આમ પોતપોતાના સામાન્ય ધર્મ પણ લોકો ન પાળે તો સમાજબંધન છિન્નભિન્ન થાય ને સમાજનો નાશ થાય.

આ સમયે ભાઈ છોટાલાલ તેજપાળની મરણગાડી યાદ આવે છે. ભાઈ છોટાલાલ તો પોતાની ગાડી પાછળ દીવાના બનેલ છે. જેમ હું રેંટિયામાં સર્વસ્વ જોઉં છું તેમ તેઓ મરણગાડીમાં સર્વસ્વ જુએ છે. પણ આપણે તેમની અતિશયોક્તિ અથવા તેમના ગાંડપણનો ખ્યાલ ન કરીએ. તેઓ જે વસ્તુ કહે છે તેમાં કેટલે અંશે સત્ય છે તે જ વિચારીએ. તેમની દલીલ એવી છે કે, મુડદાંને કાંધે ઉપાડી જતાં બહુ તકલીફ પડે છે, તેમાં ઘણા માણસોને રોકાવું પડે છે, ને અત્યંત ગરીબ માણસોને સારુ તો તે લગભગ અશક્ય છે. તેથી તેઓ કહે છે કે, મુડદાંને ગાડીની અંદર લઈ જવાં એ જ યોગ્ય છે. તે કારણસર તેમણે રાજકોટમાં તો એક ગાડી પણ યોજી છે ને તે ગાડીનો ઉપયોગ આમને મફત આપે છે. દરેક પ્રસંગે મુડદાંને ગાડીમાં જ લઈ જવાં કે નહિ એ પ્રશ્નને હાલ એક કોરે રાખીએ. પણ જ્યારે, એટલે મરકી જેવે સમયે, માણસોની ઘણી તાણ હોય છે ને ઊંચકનારાને જોખમ પણ વહોરવું પડે છે, તેવે સમયે ગાડીનો છૂટથી ઉપયોગ કરવો એ ડહાપણની વાત છે. મુડદું કાંધ ઉપર જ ઊંચકી જવાનું કંઈ શાસ્ત્ર નથી. એ કેવળ રિવાજની વાત છે. જ્યાં સ્મશાન ઘણાં દૂર છે, જ્યાં ગરમી સખત પડે છે ને જ્યાં ઊંચકનારા ઓછા હોય છે, તેવે સમયે ગાડી તો મદદગાર થઈ પડે છે. ભાઈ છોટાલાલે યોજેલી ગાડી માણસ ખેંચી શકે છે; તેમાં ઘોડા ઇત્યાદિ રાખવાની જરૂર રહેતી નથી. આ ગાડી વગરથાકયે એક અથવા બે માણસ લઈ જઈ શકે છે. આ ગાડીનો પ્રસંગે ઉપયોગ કરવાની હું સૌને ભલામણ કરું છું.

તા. ૧૯–૪–'૨૫

# પરિશિષ્ટ

## ૧

## હિંદુ સમાજની પ્રતિજ્ઞા

[ પં૦ માલવીજીના પ્રમુખપણા નીચે મુંબઈમાં તા. ૨૫–૯–'૩૨ના રોજ થયેલી હિંદુ પરિષદે કરેલો ઠરાવ, પાન ૫૬ ઉપર આવતા સંબંધને અનુલક્ષીને, નીચે આપવામાં આવ્યો છે. —**પ્રકાશક** ]

"આ પરિષદ ઠરાવ કરે છે કે, હિંદુ સમાજમાં હવે પછી કોઈને પણ તેના જન્મને કારણે અસ્પૃશ્ય ગણવામાં નહિ આવે; અને જેમને અત્યાર સુધી અસ્પૃશ્ય ગણવામાં આવ્યા છે તેમને જાહેર કૂવા, જાહેર નિશાળો, જાહેર રસ્તા અને બીજી બધી જાહેર સંસ્થાઓનો વાપર કરવાનો બીજા હિંદુઓ જેટલો જ હક રહેશે. આ હકને પહેલી તકે કાયદાની મંજૂરી આપવામાં આવશે. અને જો સ્વરાજ મળતાં સુધી એવી મંજૂરી નહિ મળી હોય, તો સ્વરાજ પાર્લમેંટના સૌથી પહેલા કાયદામાંનો આ એક રહેશે.

"વળી એમ પણ ઠરાવવામાં આવે છે કે, અત્યારે અસ્પૃશ્ય ગણાતા વર્ગો પર જે સામાજિક પ્રતિબંધો રૂઢિએ મૂકેલા છે તે બધા, તેમ જ મંદિરપ્રવેશ વિષેનો પ્રતિબંધ, વાજબી અને શાંતિમય એવાં તમામ સાધનો વાપરીને, દૂર કરાવવાનો, તમામ હિંદુ આગેવાનોનો ધર્મ રહેશે."

## ૨

## આશ્રમની રહેણી

[ પા. ૬૬ ઉપર ગાંધીજી સત્યાગ્રહાશ્રમની રહેણીનો ઉલ્લેખ કરે છે. તે રહેણીની પાછળ શો સિદ્ધાંત રહેલો છે તે, આશ્રમની નિયમાવલીમાંથી લીધેલા નીચેના વ્રત પરથી સમજાશે. —**પ્રકાશક** ]

## અસ્પૃશ્યતાનિવારણ

"હિંદુધર્મમાં અસ્પૃશ્યતાની રૂઢિએ જડ ઘાલી છે. તેમાં ધર્મ નથી પણ અધર્મ છે એવી માન્યતા હોવાને લીધે, અસ્પૃશ્યતા-નિવારણને નિયમમાં સ્થાન આપ્યું છે. અસ્પૃશ્ય ગણાતાંને સારુ બીજી જાતિઓના જેટલું જ આશ્રમમાં સ્થાન છે.

"આશ્રમ જાતિભેદને માનતું નથી. જાતિભેદથી હિંદુધર્મને નુકસાન થયું છે એવી માન્યતા છે. તેમાં રહેલી ઊંચનીચની અને આભડછેટની ભાવના અહિંસાધર્મની ઘાતક છે. આશ્રમ વર્ણાશ્રમ-ધર્મને માને છે. તેમાંની વર્ણવ્યવસ્થા કેવળ ધંધાને આધીન છે એમ જણાય છે. તેથી વર્ણ—નીતિનું પાલન કરનાર, માબાપના ધંધામાંથી આજીવિકા પેદા કરી, બાકીનો સમય શુદ્ધ જ્ઞાન લેવામાં અને વધારવામાં વાપરે. સ્મૃતિઓમાં રહેલી આશ્રમવ્યવસ્થા જગતનું હિત કરનારી છે. પણ, વર્ણાશ્રમધર્મ માન્ય હોવા છતાં, આશ્રમનું જીવન ગીતામાન્ય વ્યાપક ને ભાવનાપ્રધાન સંન્યાસના આદર્શને આગળ રાખી રચાયેલું હોવાથી આશ્રમમાં વર્ણભેદને અવકાશ નથી."

# સૂચિ

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| ,, ( હાથકાગળમાં ) | ૩—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૮—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૪—૦ |
| અનાસક્તિયોગ | ૦—૪—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦—૩—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવહેવાર | ૨—૮—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦—૧૨—૦ |
| અહિંસા | |
| ખરી કેળવણી | |
| કેળવણીનો કોયડો | |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | |
| યેરવડાના અનુભવ | |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# અન્ય ઉપયોગી પ્રકાશનો

| | |
|---|---|
| અમારાં બા | ૧—૮—૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૪—૦—૦ |
| ત્રણ વાર્તાઓ | ૧—૦—૦ |
| એક ધર્મયુદ્ધ | ૦—૬—૦ |
| જીવનનો આનંદ | ૩—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| ગીતામંથન | ૨—૦—૦ |
| ગાંધીવિચારદોહન | ૦—૧૪—૦ |
| કન્યાને પત્રો | ૦—૮—૦ |
| સ્ત્રી–પુરુષ–મર્યાદા | ૦—૧૨—૦ |
| ભારતસેવક ગોખલે | ૧—૮—૦ |
| ખિસ્સાકોશ | ૦—૧૪—૦ |
| અહિંસાની તાલીમ | ૦—૬—૦ |
| ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | ૧—૪—૦ |
| આહાર અને પોષણ | ૦—૮—૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧—૮—૦ |
| શ્રીયોગવાસિષ્ઠ | ૪—૦—૦ |
| संकलिता गीता | ૧—૪—૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ભા. ૧ | ૫—૦—૦ |
| ચૂપ નહીં રહેવાય | ૨—૦—૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૧—૦—૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦—૧૪—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| ગીતાગીતમંજરી | ૧—૦—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

